પંચેન્દ્રિયઃ ત્રસ. ગતિ ત્રસઃ મનઃ વચન ના યોગ અને ઔદારિક કાયયોગઃ માર્ગણાઓઃમાંઃ—

**ओहु पणिंदि-तसे,गइ-तसे जिणिक्कार-नर-तिगुच्च-विणा.।**
**मण-वय-जोगे ओहो,उरले नर--भंगु तम्मिस्से.॥ १४ ॥**

**શબ્દાર્થ**—ઓહુ=ઓઘ બંધ (કર્મસ્તવમા કહ્યા મુજબ), પણિંદિ=પંચેન્દ્રિય માર્ગણા તસ=ત્રસકાય માર્ગણામા, પણિંદિ-તસે=પંચેન્દ્રિય જાતિ અને ત્રસમા, ગઇ-તસે=ગતિત્રસ-તેઉકાય અને વાયુકાય માર્ગણાએ, જિણિક્કાર=જિનાદિક અગ્યાર, નર-તિગ=મનુષ્યત્રિક ઉચ્ચ=ઉચ્ચ ગાત્ર વિણા=વિના, મણ=[ ચાર પ્રકારના ] મનના, વય=ચાર પ્રકારના વચનના, જોગે=યોગ માર્ગણા, મણ-વય-જોગે=મન અને વચનના જોગમા, ઓહો=ઓઘ બંધ, ઉરલે=ઔદારિક કાયયોગે, નર=મનુષ્ય, ભંગુ=ભાગો, નર-ભંગુ=મનુષ્યનો વિકલ્પ, તમ્મિસ્સે=ઔદારિક મિશ્ર યોગે ૧૪

ગાથાર્થઃ—

**પંચેન્દ્રિય જાતિ અને ત્રસકાયને વિષે ઓઘ. ગતિ-ત્રસને વિષે જિન એકાદશ મનુષ્યત્રિક અને ઉચ્ચ ગોત્ર વિના મન યોગ અને વચન યોગે ઓઘ ઔદારિક કાયયોગે મનુષ્યનો ભાંગો અને ઔદારિકના મિશ્રે— ॥ ૧૪ ॥**

**વિશેષાર્થઃ—પંચેન્દ્રિય અને ત્રસકાયને વિષે ચૌદેય** ગુણઠાણે ઓઘ. તે, બીજા **કર્મસ્તવે** કહ્યો, તેમ બંધ કહેવો.

હવે, **ગતિત્રસ**—તેઉકાય અને વાઉકાય તેને જિણ-સુર આદિ દઈને નરકત્રિક લગે અગ્યાર પ્રકૃતિ. અને મનુષ્યત્રિક ઉચ્ચૈર્ગોત્ર એવં ૧૫ ટાળીને એકસો પાંચનો બંધ હોય. ગુણઠાણુ એકજ મિથ્યાત્વ હોય. હવે, **યોગ માર્ગણાએ** બંધ કહે છે.—

મનોયોગ ચાર ભેદે, તે સત્ય મનોયોગ ૧ મૃષામનોયોગ ૨. સત્યામૃષા મનોયોગ ૩ અસત્યામૃષામનોયોગ ૪ એમ ચાર વચન યોગ. એ આઠ યોગને વિષે તેર ગુણઠાણે ઓઘ-તે **કર્મસ્તવની** પેરે બંધ કહેવો.

**ઔદારિક કાયયોગને** મનુષ્યની પેરે તેરેય ગુણઠાણે બંધ કહેવો.
**ઔદારિક મિશ્રને વિષે** બંધ હવે કહે છે.—૧૪

**आहार-छग-विणोहे चउ-दस-सउ. मिच्छि जिण-पणग-हिणं।**
**सासणि चउ-नवइ विणा तिरिअ-नरा-ऽऽऊ-सुहुम-तेर.॥१५॥**

શબ્દાર્થ:—આહાર-છગ-વિણા=આહારક ૭ક વિના, ઓહે=ઓઘે, ચઉ-દસ-સઉ=એકસો ચૌદ, મિચ્છિ=મિથ્યાત્વે, જિણ-પણગ-હિણ=જિન પંચક વિના, સાસણિ=સાસ્વાદને, ચઉ-નવઇ=ચોરાણુ, તિરિઅ-નરા-ઽઽઊ=તિર્યંચાયુ તથા મનુષ્યાયુ, સુહુમ-તેર=સૂક્ષ્માદિ તેર, તિરિઅ-નરા-ઽઽઉ-સહુમ-તેર=તિર્યંચ અને મનુષ્યાયુ તથા સૂક્ષ્માદિ તેર ॥ ૧૫ ॥

1

ગાથાર્થ:—

**આહારકષટ્ક વિના ઓઘે એકસો ચૌદ. મિથ્યાત્વે જિન પંચક વિના. અને સાસ્વાદને તિર્યંચાયુ અને મનુષ્યઆયુષ્ય તથા સૂક્ષ્મ તેર વિના ચોરાણું. ॥ ૧૫ ॥**

વિશેષાર્થ:—આહારકદ્વિક ૨: દેવાયુ ૩. નરકત્રિક ૪: એ ૭ વિના ઓઘે એકસો ચૌદ પ્રકૃતિ બાંધે.

ઔદારિક મિશ્રકાય યોગ મનુષ્ય અને તિર્યંચને અપર્યાપ્તપણે હોય. અને દેવાયુ નરકત્રિક એ ચાર તો પર્યાપ્તોજ બાંધે, તે માટે એ ન બાંધે. તેથી મિથ્યાત્વ ગુણઠાણે જિનનામ ૧ સુરદ્વિક ૩: વૈક્રિયદ્વિક ૫ એ પાંચ હીન કરીએ, ત્યારે એકસો નવનો બંધ હોય.

સાસ્વાદન ગુણઠાણે ચોરાણુનો બંધ હોય, તિર્યંચાયુ ૧ મનુષ્યાયુ ૨: સૂક્ષ્મ ત્રિકાદિક તેર. એવ ૧૫ પ્રકૃતિ ૧૦૯ માંહેથી કાઢીએ, ત્યારે ૯૪ રહે.

ઔદારિક મિશ્રનો તો અપર્યાપ્તપણે પણ અલ્પકાળ છે, તેથી તેટલા કાળમાંહે આયુબંધ ન હોય. અને સૂક્ષ્માદિક તેર તો સાસ્વાદને નજ બંધાય. મિશ્ર ગુણઠાણું તો હોયજ નહીં. ॥ ૧૫ ॥

ઔદારિક મિશ્ર ચાલુ: કાર્મણકાય યોગ: અને આહારક મિશ્ર કાય યોગ: માર્ગણાએ:—

## अण-चउ-वीसा-ऽऽइ-विणा जिण-पण-जुअ सम्मि जोगिणो सायं।
## विणु तिरि-नरा-ऽऽउ कम्मेवि. एवमाहार-दुगिओहो. ॥१६॥

શબ્દાર્થ:—અણ=અનંતાનુબન્ધ્યાદિક, ચઉવીસ=ચોવીસ, આઇ=વગેરે, વિણા=વિના, અણ-ચઉ-વીસા-ઽઽઇ-વિના=અનંતાનુબન્ધીય વિગેરે ચોવીશ વિના, જિણ=જિન, પણ=પાંચ, જુઅ=યુક્ત, સહિત, જિણ-પણ-જુઅ=જિનાદિક પાંચ સહિત, સમ્મિ=સમ્યક્ત્વ ગુણઠાણે, જોગિણો=સ-યોગી ગુણઠાણાવાળા. સાય=સાતા વેદનીય વિણુ=વિના, તિરિ-ઽઽનરા-ઉ=તિર્યંચ અને મનુષ્યાયુ, કમ્મે=કાર્મણ કાય યોગે, વિ=પણ, એવ=એમજ, આહાર-દુગિ=આહારકદ્વિકે, ઓહો=ઓઘ બંધ ॥ ૧૬ ॥

ગાથાર્થ:—

**અનંતાનુબંધીય વિગેરે ચોવીશ પ્રકૃતિ વિના અને જિન પંચક સહિત સમ્યગ્ દૃષ્ટિએ.**

**સયોગી ગુણઠાણાવાળાને સાતા જ.**

**તિર્યંચ અને મનુષ્ય આયુષ્ય વિના કાર્મણ કાયે પણ.**

**એ પ્રકારેજ-આહારક-દ્વિકમાં ઓઘ બંધ. ॥ ૧૬ ॥**

**વિશેષાર્થ:**—તે ૯૪ માંહેથી અનંતાનુબંધીય આદિથી તિરિ દુગ લગે ચઉવીશ પ્રકૃતિ ટાળીએ, અને જિન નામ ૧ઃ સુરદ્વિક ૨ઃ વૈક્રિયદ્વિક૨. એ પાંચથી યુકત કરીએ, ત્યારે સમ્યક્ત્વ ગુણઠાણે પંચોતેર બાંધે.

તથા, સયોગી ગુણઠાણે કેવલિ સમુદ્ઘાત કરતાં ૨-૬-૭ માં સમયે ઔદારિકમિશ્ર કાય યોગી હોય. ત્યાં તો એક શાતા વેદનીયજ બાંધે.

પૂર્વ ભવ થકી ઈહાં ઉત્પત્તિ દેશે આવ્યો થકો જીવ પ્રથમ સમયે કેવળ કાર્મણકાય યોગેજ આહાર લીયે. પછી, બીજા સમય થકી ઔદારિક મિશ્રિત કાર્મ્મણે આહાર લીયે. ત્યારે, ઔદારિક મિશ્ર કાયયોગી કહીએ. શરીરની નિષ્પત્તિ લગે. શરીર નીપન્યા પછી- ઔદારિક કાયયોગ કહીએ.

यत उक्तम्-

**जोएण कम्मएणं आहारेइ अणंतरं जीवो. ।**
**तेण परं मीसेणं, जाव सरीरस्स निप  ि.॥१ ॥**

એ આદારિક મિશ્રને પહેલું, બીજું, ચોથું, તેરમું, એ ચાર ગુણઠાણાં હોય

તિહાં–પહેલે ગુણઠાણે તિર્યંચાયુ અને મનુષ્યાયુ બંધે કહ્યાં. તે ઔદારિક મિશ્રપણું તો શરીર પર્યાપ્તિ પૂરી કર્યા અગાઉ જ હોય. તે પછી, તો ઔદારિક કાયયોગ હોય. અને આયુષ્ય તો શરીર પર્યાપ્તિ પછીજ બંધાય, ત્યારે મિશ્રયોગે એ બે આયુષ્યનો બંધ કેમ ઘટે ?

તથા–વળી—

"ચોથે ગુણઠાણે તિર્યંચ ૭૦ બાંધે. મનુષ્ય ૭૧ બાંધે. અને ઔદારિક મિશ્રકાય યોગી ૭૫ બાંધે". એમ કહ્યું. તે ઘણું વિચારવા યોગ્ય છે. કારણ કે–"મનુષ્યદ્વિક ૨: ઔદારિકદ્વિક. ૨: વજ ઋષભ નારાચ સંઘયણ ૧: એ પાંચ પ્રકૃતિ તિર્યંચ: મનુષ્ય: સમ્યગ્દષ્ટિ ન બાંધે, અને ઔદારિક મિશ્રકાય યોગી બાંધે." એમ કહ્યું પણ—"મનુષ્ય· અને તિર્યંચ ટાળીને બીજો ઔદારિક મિશ્રકાય યોગી કોણ હોય ? તે માટે– એ પાંચ પ્રકૃતિ એહને બંધે કેમ ઘટે ?" એ ગ્રંથકારે કોણ જાણે શા અભિપ્રાયે આણ્યું હશે ? તે પંડિતે વિચારવું. એ ટીકાકારે [અવ-ચૂરિકારે] પણ વિવક્ષ્યો નથી.

કાર્મણ કાય યોગ ભવાંતરાલે વાટે વહેતા અને ઉપજવાને પહેલે સમયે હોય. તથા કેવલિ સમુદ્ઘાતમાં ત્રીજા, ચોથે, પાંચમે સમયે હોય. એને ગુણઠાણાં—પહેલું બીજું ચોથું તેરમું. એ ચાર હોય. તેને તિર્યંચાયુ· મનુષ્યાયુ· વર્જીને આદારિક મિશ્રની પેરે બંધ કહેવો.

એટલે—

ઓઘે ૧૧૨ મિથ્યાત્વે ૧૦૭ સાસ્વાદને ૯૪ સમ્યક્ત્વે ૭૫ અને તેરમે એક શાતા વેદનીય· બાંધે.

આહારક કાયયોગ: અને આહારકમિશ્ર કાયયોગ: એ બેનો

ઉદય છઠે ગુણઠાણે છે, તે માટે-તિહાં ઓઘની પેરે-૬૩નો બંધ હોય. એ આહારક પ્રમત્ત સાધુ ચૌદ પૂર્વધર જ કરે, અને તે પ્રારંભ વેળા ઔદારિક સાથે મિશ્ર હોય. ॥ ૧૬ ॥

**વૈક્રિય કાય યોગઃ વૈક્રિય મિશ્ર કાય યોગઃ વેદત્રિકઃ અને ૧ લાઃ ૨ જાઃ તથા ૩ જાઃ કષાયઃ માર્ગણામાંઃ—**

## सुर-ओहो वेउव्वे. तिरिअ-नरा-ऽऽउ-रहिओ अ तम्मिस्से.।
## वेअ-तिगा-ऽऽइम-विअ-तिअ-कसाय नव-दु-चउ-पंच गुणा.
## ॥१७॥

શબ્દાર્થ —સુર=દેવતા, ઓહો=ઓઘ, સુર-ઓહો=દેવતાઓનો ઓઘ, વેઉવ્વે=વૈક્રિય કાય યોગે તિરિઅ-નરા-ऽऽઉ-રહિઓ=તિર્યંચ અને મનુષ્યના આયુષ્ય વિનાનો, તમ્મિસ્સે=તેના મિશ્રે વૈક્રિયના મિશ્ર કાય યોગે, વેય-તિગ=વેદત્રિકે, આઇમ=પહેલા કષાય, બીઅ=બીજા કષાય, તિઅ=ત્રીજા કષાય, વેઅ-તિગા-ऽऽઇમ-બીઅ-તીઅ-કસાય=વેદત્રિક, પહેલા, બીજા અને ત્રીજા કષાયો, નવ=નવ દુ=બે, ચઉ=ચાર, પંચ=પાંચ. ॥૧૭॥

**વિશેષાર્થ:—વૈક્રિય કાય યોગને દેવતાની પેરે બંધ કહેવો.**

ઓઘે ૧૦૪ મિથ્યાત્વે ૧૦૩ સાસ્વાદને ૯૬ મિશ્રે ૭૦: અને સમ્યક્ત્વે ૭૨ બાંધે. એ ભવ પ્રત્યયી વૈક્રિય જાણવું, ગુણ પ્રત્યયી નહી.

**વૈક્રિય મિશ્ર કાયયોગીઃ** તે દેવતા નારકોને ઉપજતાં હોય. તેને બંધ-તિર્યગાયુ. મનુષ્યાયુ એ બે વર્જીને વૈક્રિયની પેરે કહેવો.

ઓઘે ૧૦૨: મિથ્યાત્વે ૧૦૧: સાસ્વાદને ૯૪. મિશ્ર હોય નહીં. અને સમ્યક્ત્વે ૭૧ નો બંધ હોય.

દેવતાઃ અને નારકી પોતાના આયુષ્યના છ માસ થાકતે-(શેષ રહે ત્યારે) પરભવાયુષ્ય બાંધે. તો તેને અપર્યાપ્ત પણે આયુષ્યનો બંધ કેમ હોય? હવે, **વેદાદિક માર્ગણાએ બંધ કહે છેઃ—**

ત્રણેય **વેદને** પ્રથમ નવ ગુણઠાણાં હોય. પછી અ-વેદી થાય.

આદિમ તે અનંતાનુબંધીયને ઓઘે ૧૧૯: મિ૦ ૧૧૭: સાસ્વા૦ ૧૦૧:

અપ્રત્યાખ્યાનીયને ઓઘે ૧૧૮ મિથ્યાત્વે ૧૧૭: સા૦ ૧૦૧: મિશ્રે ૭૪: અને સ૦ ૭૭:

પ્રત્યાખ્યાનીયને ઓઘે ૧૧૮: મિથ્યાત્વે ૧૧૭. સા૦ ૧૦૧. મિશ્રે ૭૪: અવિરતે ૭૭: દેશે ૬૭.

એમાં ગુણઠાણા આ પ્રમાણે સમજવાના છે—આદિમ-ને અનંતાનુબંધીય ૪ કષાયને પુરલાં (પ્રથમના) બે ગુણઠાણા હોય.

બીજા અપ્રત્યાખ્યાનીય ૪ કષાયને પહેલાં ચાર ગુણઠાણાં હોય.

ત્રીજા પ્રત્યાખ્યાનીય ૪ કષાયને પહેલાં પાંચ ગુણઠાણાં હોય ॥૧૭॥

**સંજવલન કષાયોઃ અવિરતિઃ અજ્ઞાનત્રિકઃ ચક્ષુઃ અચક્ષુઃ દર્શનઃ યથાખ્યાત ચારિત્રઃ માર્ગણાઓમાંઃ—**

**संजलण-तिगे नव. दस लोभे. चउ अ-जइ. दु-ति अ-नाण-तिगे।**
**बारस अ-चक्खु-चक्खुसु पढमा. अहखाय चरिम-चऊ.**
**॥१८॥**

શબ્દાર્થ—સંજલણ-તિગે=સંજ્વલનત્રિકમાં, નવ=નવ, દસ=દસ, લોભે=લોભે, ચઉ=ચાર, અજઈ=અવિરતિ માર્ગણામાં, દુ-તિ=બે અથવા ત્રણ, અ-નાણ-તિગે=અજ્ઞાન ત્રિકમાં, બારસ=બાર. અ-ચક્ખુ-ચક્ખુસુ=અચક્ષુ અને ચક્ષુ દર્શને, પઢમા=પહેલા, અહખાય=યથાખ્યાત ચારિત્રમાં ચરિમ=છેલ્લા, ચઉ=ચાર ॥ ૧૮ ॥

ગાથાર્થ.—

સંજ્વલનત્રિકે નવ અને [ સંજવલન ] લોભે દશ
અવિરતિ ચારિત્રે ચાર
અજ્ઞાન ત્રિકે બે, અગર ત્રણ
અચક્ષુ દર્શન તથા ચક્ષુ દર્શને પ્રથમના બાર
યથાખ્યાત ચારિત્રે છેલ્લા ચારઃ
ગુણસ્થાનકો હોય. ૧૮

વિશેષાર્થઃ—સંજ્વલ ક્રોધ માન અને માયાને નવ ગુણઠાણા,
નિદ્રા-સ્વાપની પેઠે બંધ.
સંજ્વલન લોભને દશ ગુણઠાણા હોય. [illegible] સ્વાપની પેઠે.

**સંયમદ્વારે–અવિરતિને** ચાર ગુણઠાણાં હોય. ઓઘ ૧૧૮: મિથ્યા૦ ૧૧૭· સા૦ ૧૦૧ મિશ્રે ૭૪: અને સમ્ય૦ ૭૭.

**અજ્ઞાન ત્રણને** બે અથવા ત્રણ ગુણઠાણાં હોય.

ઓ૦ ૧૧૭: ૧૧૭: ૧૦૧ ૭૪.

**ચક્ષુદર્શનઃ** અને **અચક્ષુદર્શનઃ માર્ગણાઃ ને** વિષે બાર ગુણસ્થાનક હોય.

તિહાં—ઓઘ તે **કર્મસ્તવની** પેરે—બંધ કહેવો.

**યથાખ્યાત ચારિત્રને** છેલ્લાં ચાર ગુણઠાણા હોય.

તિહાં— ત્રણમાં—એક સાતાનો બંધ. અને અયોગી અબંધક—એટલે બંધ નહોય. ॥ ૧૮ ॥

**મનઃપર્યવજ્ઞાનઃ સામાયિકઃ છેદોપસ્થાપનીયઃ અને પરિહાર વિશુદ્ધઃ ચારિત્રઃ કેવલજ્ઞાનઃ અને કેવળ દર્શનઃ મતિજ્ઞાનઃ શ્રુત જ્ઞાનઃ અવધિ જ્ઞાનઃ, તથા અવધિ દર્શનઃ માર્ગણાઓમાંઃ—**

**मण-नाणि सग जया-ऽऽइ. समइअ-छेअ चउ. दुन्नि परिहारे.।**
**केवल दुगि दो चरमा. ऽ-जया-ऽऽइ नव मइ-सुओहि-दुगे.**
**॥ १९ ॥**

**શબ્દાર્થ**—**મણ-નાણિ**=મન પર્યવ જ્ઞાને, **સગ**=સાત, **જયા-ऽऽઇ**=પ્રમત્તાદિક, **સમઇઅ**=સામાયિકે, **છેઅ**=છેદોપસ્થાપનીયે, **ચઉ**=ચાર, **દુન્નિ**=બે, **પરિહારે**=પરિહાર વિશુદ્ધ ચારિત્રે, **કેવલ-દુગિ**=કેવળદ્વિકે [ કેવળજ્ઞાન અને કેવળ દર્શને ], **દો**=બે, **ચરમા**=છેલ્લા, **અ-જયા-ऽऽઇ**=અવિરતિ આદિકથી, **નવ**=નવ ગુણઠાણા, **મઇ-સુઓહિ-દુગે**=મતિ જ્ઞાન તથા શ્રુત જ્ઞાને, અને અવધિદ્વિકે-અવધિજ્ઞાન તથા અવધિ દર્શને ॥ ૧૯ ॥

**ગાથાર્થ:—**

**મન પર્યાય જ્ઞાને પ્રમત્ત આદિ સાત·**
**સામાયિક અને છેદોપસ્થાપનીયે ચાર**

કેવળદ્વિકે છેલ્લા બે:

મતિજ્ઞાન શ્રુત જ્ઞાન અને અવધિદ્વિકે અવિરતથી નવ છે. ॥૧૯॥

વિશેષાર્થ:—મનઃપર્યાય જ્ઞાનીને પ્રમત્ત આદિક [છઠ્ઠાથી બારમા લગે] સાત ગુણઠાણા હોય. ઓઘે ૬૫ પ્ર૦ ૬૩ અપ્રમત્ત ૫૯. ઈત્યાદિ.

સામાયિક અને છેદોપસ્થાપનીય ચારિત્રને છઠ્ઠાથી નવમા લગે ચાર હોય. ઓઘે ૬૫ પ્ર૦ ૬૩ અપ્ર. ૫૯ ઈત્યાદિ.

પરિહાર વિશુદ્ધિ ચારિત્રને છઠ્ઠુ સાતમું. એ બેજ હોય. ઓઘે ૬૫ પ્ર૦ ૬૩. અપ્રમત્ત ૫૯.

કેવળ જ્ઞાની અને કેવળ દર્શની: એ બેને છેલ્લા બે ગુણઠાણા હોય. સયોગી એક સાતા બાંધે. અયોગી અબંધક હોય.

મતિજ્ઞાની ૧ શ્રુતજ્ઞાની ૨ અવધિજ્ઞાની ૩ અવધિ દર્શની ૪ એ ચારને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ પ્રમુખ ક્ષીણમોહ લગે નવ ગુણઠાણા હોય. તિહાં–ઓઘે ૭૯ સમ્યક્ત્વે ૭૭ દેશે ૬૭ પ્રમત્તે ૬૩ અપ્રમત્તે ૫૯ ઈત્યાદિ. ॥૧૯॥

ઉપશમ: વેદક: ક્ષાયિક: મિથ્યાત્વ: સાસ્વાદન: મિશ્ર સમ્યક્ત્વે, દેશવિરત: અને સૂક્ષ્મ સંપરાય ચારિત્ર: અને આહાર: માર્ગણાએ બંધ સ્વામિત્વ:—

**अड उवसमि. चउ वेअगि. खइए इक्कार. मिच्छ-तिगि. देसे।**
**सुहुमि सठाणं. तेरस आहारगि. निअ-निअ गुणोहो. ॥२०॥**

શબ્દાર્થ—અડ=આઠ ઉવસમિ=ઔપશમિક સમ્યક્ત્વે, ચઉ=ચાર, વેઅગિ=વેદક સમ્યક્ત્વે-ક્ષાયોપશમિક સમ્યક્ત્વે ખઇએ=ક્ષાયિક સમ્યક્ત્વે ઇક્કાર=અગ્યાર મિચ્છ-તિગિ=મિથ્યાત્વ-ત્રિકે મિથ્યાત્વ, સાસ્વાદન, મિશ્ર સમ્યક્ત્વે, દેસે=દેશવિરતિ ચારિત્રે, સુહુમિ=સૂક્ષ્મ સંપરાય ચારિત્રે, સઠાણં=સ્વ-સ્થાન, પોત પોતાનું [ગુણ] સ્થાનક પ્રમાણે, તેરસ=તેર, આહારગિ=આહારક માર્ગણાએ, નિઅ-નિઅ=પોત પોતાના, ગુણ=ગુણઠાણાનો ઓહો=ઓઘ બંધ નિઅ-નિઅ-ગુણ-ઓહો=પોત પોતાના ગુણસ્થાનકનો ઓઘ ॥૨૦॥

ગાથાર્થ:—

ઉપશમે આઠ. વેદકને ચાર.

ક્ષાયિકને અગ્યાર.
મિથ્યાત્વેત્રણ.
દેશવિરતિ અને સૂક્ષ્મ સંપરાયે પોત પોતાના સ્થાનો પ્રમાણે.
આહારમાં તેર
પોત પોતાના ગુણસ્થાનક પ્રમાણે ઓઘ ॥૨૦॥

**વિશેષાર્થ:**—ઉપશમ સમ્યક્ત્વિને ચોથાથી અગ્યારમા સુધી આઠ ગુણઠાણા હોય છે

વેદકઃ તે ક્ષાયોપશમિક સમ્યક્ત્વે ચાર ગુણઠાણા.

ક્ષાયિક સમ્યક્ત્વિને અગ્યાર.

ઔપશમિક સમ્યક્ત્વ તે ઉપશમ શ્રેણિએ હોય, તથા પ્રથમ સમ્યક્ત્વ પામે, તિહાં હોય.

**उक्तं च–**

**उवसामग-सेढि-गयस्स होइ उवसामियं तु सम्मत्तं ।**
**जो वाअ-कय-ति-पुंजो, अ-खविय-मिच्छो लहइ सम्मं ॥११॥**

તથા, ઉપશમ સમ્યક્ત્વિ જીવ પરભવાયુનો બંધ ૧. મરણ ૨. અનંતાનુંબંધીય કષાયનો બંધ ૩ અનંતાનુબંધીયનો ઉદય ૪ એ ચાર વાના ન કરે. ત્યાંથી પડતો સાસ્વાદને એ ચારે વાના કરે. તથા—ઔપશમિકને નવું પામતાં ૪-૫-૬-૭ એ ચાર ગુણઠાણાં—દેશ વિરતિ. સર્વ વિરતિ સહિત પામે. તેથી, નાના જીવની અપેક્ષાએ હોય. અને ૮, ૯, ૧૦, ૧૧. એ ચાર (૪) ગુણઠાણાં ઉપશમ શ્રેણિએ હોય. ત્યાં ઓઘે ૭૭ સમ્યક્ત્વે ૭૫ દેશે ૬૬ પ્રમત્તે ૬૨ અપ્રમત્તે ૫૮. ઈત્યાદિ જાણવી. દેવાયુષ્ય મનુષ્યાયુષ્ય ન બાંધે.

હવે, ઉદય આવ્યુ મિથ્યાત્વ ક્ષય કરે, અને અનુદિત ઉપશમાવે, તો **ક્ષાયોપશમિક.** તેને ચાર ગુણઠાણા

તિહાં—ઓઘે ૭૯ અવિરતિએ ૭૭. દેશે ૬૭. પ્ર૦ ૬૩. અને અ. પ્ર૦ ૫૯ તે પછી ઉપશમ શ્રેણિએ ઉપશમ સમ્યક્ત્વ હોય, અને ક્ષપક શ્રેણિએ ક્ષાયિક સમ્યત્વ હોય.

ઔપશમિક અને ક્ષાયોપશમિકમાં શો વિશેષ છે?

तत्रोच्यते—

"ઔપશમિકને મિથ્યાત્વનાં દળિયાંનું વિપાકથી વેદન નથી, અને પ્રદેશથી પણ વેદન નથી. અને ક્ષાયોપશમિકને પ્રદેશથકી વેદન છે."

ક્ષાયિકને ચોથાથી ચૌદમાં લગે ગુણઠાણાં ૧૧ હોય.

તિહાં—ઓઘે ૭૯ અવિ૦ ૭૭. દેશ૦ ૬૭ પ્રમત્ત ૬૩ ઈત્યાદિ બાંધે, યાવત્—અયોગી અબંધક હોય.

મિથ્યાત્વી, સાસ્વાદની, મિશ્રદૃષ્ટિ, દેશ વિરતિ, સૂક્ષ્મ સંપરાય સંયમિ, એટલાને પોતપોતાને નામે એકેક ગુણઠાણું હોય

તિહાં—મિથ્યાદૃષ્ટિને ૧૧૭ નો બંધ, સાસ્વાદન સમ્યક્ત્વીને ૧૦૧ મિશ્ર દૃષ્ટિને ૭૪ દેશ વિરતિને ૬૭ સૂક્ષ્મ સંપરાય ચારિત્રીને ૧૭ નો બંધ હોય

સમયે સમયે આહાર કરે, તે આહારક [ આહારી ] તેને સયોગી લગે તેર ગુણઠાણાં હોય.

તિહાં, ઓઘે ૧૨૦ મિથ્યાત્વે ૧૧૭ ઈત્યાદિ, યાવત્—સયોગી એક બાંધે. એ સર્વ પૂર્વે કહ્યાં, તે તે ગુણઠાણે પ્રકૃતિનો બંધ ઓઘ. તે કર્મસ્તવની પેરે કહેવો. ॥ ૨૦ ॥

ઉપશમ સમ્યક્ત્વાદિ માર્ગણામાં વિશેષતા—

परमुवसमि वट्टंता आउ न बंधंति. तेण अ-जय-गुणे ।
देव-मणु-आउ-हीणो. देसा-ऽऽइसु पुण सुरा-ऽऽउ-विणा.
॥ २१ ॥

શબ્દાર્થ —પરમ્=પરંતુ. ઉવસમિ=ઔપશમિકે, વટ્ટંતા=વર્તતા, આઉ=આયુષ્ય, ન=ન બંધંતિ=બાંધે તેણ=તે કારણે. અ-જય-ગુણે=અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે, દેવ-મણુ-આઉ-હીણો=દેવ અને મનુષ્યના આયુ વિના દેસા-ઽઽઇસુ=દેશવિરતિ આદિમાં પુણ-સુરા-ઽઽઉ-વિણા=દેવતાના આયુ વિના ૨૧

ગાથાર્થ —

પરંતુ, ઔપશમિક સમ્યક્ત્વે વર્તતા જીવો આયુષ્ય બાંધતા નથી.

તેથી, અવિરતિ ગુણસ્થાનકે દેવ અને મનુષ્યાયુ વિના.
વળી દેશ વિરતાદિમાં તો દેવાયુષ વિના ॥ ૨૧ ॥

**વિશેષાર્થ:**—પરંતુ, એટલું વિશેષ છે, કે જે—ઔપશમિક સમ્યક્ત્વે વર્ત્તતા જીવ પરભવનુ આયુષ્ય ન બાંધે, તે માટે અવિરત સમ્યક્ત્વ ગુણેઠાણે દેવાયુ ૧ મનુષ્યાયુ ૨ એ બે પ્રકૃતિ ઓઘ માંહેથી હીન કરવી.

એટલે, ચોથે ગુણઠાણે ઓઘે ૭૭ છે, તે ઈહાં ઉપશમ સમ્યક્ત્વી ૭૫. બાંધે. કેમકે—નરક અને તિર્યંચ આયુષ્ય તો ઓઘમાંજ ટાળ્યાં છે.

દેશ વિરતાદિક ગુણઠાણે એક દેવાયુષ્ય જ હીન કરવુ.

ત્યારે દેશે ૬૬: પ્રમત્તે ૬૨ અપ્રમત્ત ૫૮

મનુષ્યાયુષ્ય તો ઓઘમાંજ ટાળ્યુ છે. ॥ ૨૧ ॥

## ૩૦ લેશ્યા માર્ગણા:

**ओहे अट्ठार-सयं आहार-दुगूणमाऽऽइ-लेस-तिगे ।**
**तं तित्थोणं मिच्छे, साणा-ऽऽइसु सव्वहिं ओहो ॥२२॥**

**શબ્દાર્થ**—**ઓહે**=સામાન્ય **અટ્ઠાર-સય**=એકસો અઢાર **આહાર-દુગુણમ્**=આહારક દ્વિક વિના **આઇ-લેસ-તિગે**=આદિની ત્રણ લેશ્યાને વિષે, **ત**=તે, **તિત્થ**=તિર્થંકર, **ઉણ**=વિના, **તિત્થોણ**=તિર્થંકર નામ કર્મ વિના, **મિચ્છે**=મિથ્યાત્વે, **સાણા-ઽઽઈસુ**=સાસ્વાદનાદિકમા, **સવ્વહિ**=સર્વત્ર, સર્વ ઠેકાણે **ઓહો**=ઓઘ સામાન્ય બંધ ૨૨

**ગાથાર્થ:**—

**પહેલી ત્રણ લેશ્યાએ આહારકદ્વિક વિના એકસો અઢાર [પ્રકૃતિ] ઓઘે.**

**તીર્થંકર નામ કર્મ વિના તે બંધ મિથ્યાત્વે**

**સાસ્વાદનથી માંડીને સર્વ ગુણઠાણે ઓઘ. [બંધ હોય છે] ॥૨૨॥**

**વિશેષાર્થ:**—કૃષ્ણ નીલ કાપોત એ ત્રણ લેશ્યાવંતને આહારક દ્વિક વિના ઓઘે એકસો અઢારનો બંધ હોય. એ ત્રણ લેશ્યા તો ચોથા તથા છઠા: ગુણઠાણા લગે છે. અને આહારક—દ્વિક સાતેમે બંધાય. તે માટે તે—વિના.

ઇહાં—ત્રણ લેશ્યાવંતને ચોથે ગુણઠાણે બે આયુષ્યનો બંધ કહ્યો, પણ એકજ મનુષ્યાયુષ્યનો બંધ ઘટે.

જે ભણી—નારકીઃ દેવતાઃ તો મનુષ્યાયુષ્ય બાંધે, પણ મનુષ્ય અને તિર્યંચ દેવાયુષ્ય ન બાંધે.

કારણ કે—" જે લેશ્યામાં આયુષ્ય બંધાય, તે લેશ્યામાં ઉપજવું જોઇએ." અને સમ્યગ્ દૃષ્ટિ તો વૈમાનિકનુજ આયુષ્ય બાંધે, અને તે વૈમાનિકમાં તો કૃષ્ણઃ નીલ. કાપોતઃ નથી, તે માટે—અશુદ્ધ લેશ્યાવત સમ્યગ્ દૃષ્ટી દેવાયુષ્ય ન બાંધે.

એમજ—ભગવતી સૂત્રના શતકના પહેલા ઉદ્દેશે કહ્યું છે, કે—

—"ક્રિયાવાદી કૃષ્ણાદિ ૩. લેશ્યાવંત સમ્યગ્દૃષ્ટિ દેવાયુષ્ય ન બાંધે, દેવતા. નારકી મનુષ્યાયુષ્ય બાંધે, પણ મનુષ્યઃ અને તિર્યંચ . એકેય આયુષ્ય ન બાંધે." એમ કહ્યું છે.

અને ઘટે પણ એમજ.

પછી, ગ્રંથકારનો અભિપ્રાય શો હશે ? તે તો બહુશ્રુત જાણે. ॥૨૨॥

## તેજો લેશ્યાઃ પદ્મ લેશ્યાઃ અને શુક્લ લેશ્યાઃ માર્ગણાઃ એમાં—

**तेऊ निरय-नवूणा उज्जोअ-चउ-निरय-बार-विणु सुक्का।**
**विणुनिरय-बार पम्हा, अ-जिणा-ऽऽहारा इमा मिच्छे. ॥२३॥**

શબ્દાર્થ:—તેઉ=તેજો લેશ્યાએ, નિરય=નરકાદિક, નવૂણા=નવપ્રકૃતિ વિના, નિરય-નવૂણા=નરકાદિ નવ વિના, ઉજ્જોઅ=ઉદ્યોત, ચઉ=ચતુષ્ક, નિરય=નરકાદિ, બાર=બાર, ઉજ્જોઅ-ચઉ-નિરય-બાર-વિણુ=ઉદ્યોત ચતુષ્ક અને નરકાદિ બાર વિના સુક્કા=શુક્લ લેશ્યાએ, વિણુ=વિના, નિરય-બાર=નરકાદિ બાર, પમ્હા=પદ્મ લેશ્યાએ, અ=નહી (વર્જીને), જિણ=જિનનામ કર્મ, આહારા=આહારક દ્વિક, અ-જિણા-ઽઽ હારા=જિનનામ કર્મ અને આહારક દ્વિકવિના, ઇમા=આ, મિચ્છે=મિથ્યાત્વે ૨૩

ગાથાર્થ—

તેજો લેશ્યાએ નરક નવ વિના.

ઉદ્યોત ચતુષ્ક અને નરકાદિ બાર વિના શુક્લ લેશ્યાએ

નરકાદિ બાર વિના પદ્મ લેશ્યાએ. જિન નામ અને આહારક દ્વિક વિના આ બંધ મિથ્યાત્વે છે. ॥ ૨૨ ॥

**વિશેષાર્થ:—તેજો લેશ્યાવંત** નરકત્રિક સૂક્ષ્મત્રિક વિકલત્રિક એ નવ વિના ઓઘે એકસો અગ્યાર બાંધે.

ઉદ્યોત નામ તિર્યંચદ્વિક અને તિર્યંચાયુષ્ય એ ઉદ્યોત ચતુષ્ક. અને નરકત્રિક સૂક્ષ્મત્રિક વિકલત્રિક એકેન્દ્રિય સ્થાવર અને આતપ એ નરકાદિ બાર એ સોળ વિના એકસો ચાર પ્રકૃતિ **શુક્લ લેશ્યાવંત** બાંધે

ઇહાં, 'છઠ્ઠા સાતમા આઠમા કલ્પના દેવતા ના સવ શુક્લ લેશ્યાવંત છે. અને તે તો ઉદ્યોત ચતુષ્ક બાંધે છે. ત્યારે પંચેન્દ્રિય તિર્યંચમા ઉપજે છે તો ઇહાં ઉદ્યોત ચતુષ્ક કેમ ટાળ્યું?" એ પણ સંશય **બહુશ્રુત ગમ્ય છે.**

તથા, નરકાદિક બાર પ્રકૃતિ વિના પદ્મ લેશ્યાવંત ઓઘે ૧૦૮ બાંધે.

જિનનામ ૧ આહારક દ્વિક ૨ એ ત્રણ વર્જીને મિથ્યાત્વે **તેજો: પદ્મ:** અને શુક્લ લેશ્યાને પ્રકૃતિ કહેવી.

તે કેમ?

તેજો લેશ્યાએ ઓઘે ૧૧૧ મિથ્યાત્વે ૧૦૮ અને સાસ્વાદને ૧૦૧ બાંધે.

પછી, ઓઘની પેરે ગુણઠાણાં ૭ લગે બંધ જાણવો.

**પદ્મ લેશ્યાને** ઓઘે ૧૦૮ મિથ્યાત્વે ૧૦૫ સાસ્વાદને ૧૦૧. પછી ઓઘની પેરે ૭ ગુણઠાણાં લગે બંધ જાણવો.

**શુક્લ લેશ્યાવંતને** ઓઘે ૧૦૪ મિથ્યાત્વે ૧૦૧ સાસ્વાદને **નપુ: મિચ્છે: હુંડ: છેવટ્ઠું:** એ ચાર ટળ્યે ૯૭ રહે.

પછી, ઓઘવત્ ૧૩ ગુણ૦ લગે બંધ હોય, ૨૩

**૧૧ ભવ્ય: ૧૩ સંજ્ઞિ: અને ૧૪ આહારક: માર્ગણા:માં ગુણસ્થાનકે**

**બંધ સ્વામિત્વ:—**

**सव्व-गुण भव्व-सन्निसुओहुअ-भव्वा अ-सन्निमिच्छिसमा ।**
**सासणि अ-सन्नि सन्नि व्व, कम्मण-भंगो अणा-ऽऽहारे ॥२४॥**

શબ્દાર્થ:—સવ્વ-ગુણ=સર્વ ગુણસ્થાનકો, ભવ્વ=ભવ્ય, સંન્નિ=સંજ્ઞિ ભવ્વ-સંન્નિસુ=ભવ્ય અને સંજ્ઞિ માર્ગણામાં, ઓહુ=ઓઘ, અ-ભવ્વા=અભવ્ય, અ-સંન્નિ=અસંજ્ઞિ, મિચ્છ=મિથ્યાત્વ સમા=જેમ. મિચ્છ-સમા=મિથ્યાત્વ પ્રમાણે, સાસણિ=સાસ્વાદન સમ્યક્ત્વમાં, અ-સંન્નિ=અસંજ્ઞિ માર્ગણામાં, સંન્નિ=સંજ્ઞિ વ્વ=પ્રમાણે, કમ્મણ=કાર્મણ કાય યોગ, ભંગો=ભંગ, વિકલ્પ, કમ્મણ-ભંગો=કાર્મણ કાય યોગનો ભંગ, અણાહારે=અણાહાર માર્ગણાઓમાં ॥૨૪॥

ગાથાર્થ:—

ભવ્ય અને સંજ્ઞિ માર્ગણાને વિષે સર્વ ગુણઠાણામાં ઓઘ.
અભવ્ય અને અસંજ્ઞિને મિથ્યાત્વ ગુણઠાણા પ્રમાણે.
સાસ્વાદનને અસંજ્ઞિને સંજ્ઞિની પેઠે.
અને અણહાર માર્ગણાએ કાર્મણકાયયોગનો ભંગ હોય છે. ॥ ૨૪ ॥

વિશેષાર્થ:—ભવ્ય અને સંજ્ઞિને વિષે સર્વ ગુણઠાણાં હોય.
તિહાં, પ્રકૃતિનો બંધ ઓઘની પેરે કહેવો.

સિદ્ધાંતમાંહે, કેવળીને ભાવ મન નથી. તે માટે "નો-સંજ્ઞિ નો-અસંજ્ઞિ" કહ્યા છે. તે અભિપ્રાયે નો-સંજ્ઞિને બાર ગુણઠાણા ઘટે. પણ, ઇંહાં કેવળીને દ્રવ્ય મન છે. તે વિવક્ષાએ સંજ્ઞિ કહ્યા. તે માટે ૧૪ ગુણઠાણા કહ્યાં.

યત —

કાર્મણકાય યોગીજ અણાહારી હોય, તે માટે.

ગુણઠાણા ૧: ૨ ૪ ૧૩. એ ચાર હોય.

તિહાં, ઓઘે ૧૧૨ મિથ્યાત્વે ૧૦૭: સાસ્વાદને ૯૪: અવિ૦ ૭૫ અને સયોગીએ ૧ હોય. ॥ ૨૪ ॥

## લેશ્યા: માર્ગણામાં માત્ર ગુણસ્થાનકો:—

**तिसु दुसु सुक्का ऽऽइ-गुणा चउ सग तेर त्ति बंध-सामित्तं।**
**दोवद-सूरि रइअं नेयं कम्म-त्थयं सोउं ॥२५॥**

**શબ્દાર્થ**—તિસુ=ત્રણ લેશ્યાઓમા દુસુ=બે લેશ્યાઓમા, સુક્કા=શુકલ લેશ્યાએ આઇ–ગુણા=પ્રથમના ગુણઠાણા, ચઉ=ચાર, સગ=સાત તેર=તેર, ત્તિ=એ પ્રમાણે, બંધ–સામિત્ત=બંધ સ્વામિત્વને, દેવિંદ–સૂરિ–રઇઅ=દેવેંદ્રસૂરિએ રચેલ, નેય=જાણવુ, કમ્મ–ત્થય=કર્મ સ્તવને, સોઉં=સાભળીને ॥૨૫॥

### ગાથાર્થ:—

**ત્રણ બે અને શુકલ: લેશ્યામાં પ્રથમના ચાર સાત અને તેર ગુણ સ્થાનકો હોય.**

**એ પ્રમાણે શ્રી દેવેન્દ્રસૂરિ મહારાજાએ રચેલો બંધ–સ્વામિત્વ [નામનો કર્મગ્રંથ] કર્મસ્તવ નામનો બીજો કર્મગ્રંથ જાણ્યા પછી જાણવા જેવો છે. ॥૨૫॥**

**વિશેષાર્થ:**—કૃષ્ણ ૧. નીલ ૨ કાપોત ૩. એ ત્રણ લેશ્યાને વિષે પ્રથમના ચાર [૪] ગુણઠાણા હોય.

તેજો ૧. પદ્મ ૨ એ બે લેશ્યાને વિષે સાત ગુણઠાણા હોય. શુક્લ લેશ્યાને વિષે તેર ગુણઠાણા હોય.

અને અયોગી તો અલેશી હોય,

એ રીતે એ બંધ સ્વામીપણુ શ્રી તપાગચ્છાધિરાજ ભટ્ટારક શ્રી જગચ્ચંદ્ર સૂરીશ્વર પટ્ટપ્રભાકર શ્રી દેવેન્દ્ર સૂરિએ રચ્યુ. એ બંધ સ્વામિત્વ કર્મસ્તવ સંભારીને જાણવુ. ॥ ૨૫ ॥

**श्रीमत्कर्म्म-ग्रन्थे स्तबुका-ऽर्थो वृत्तितः सु-गम-रीत्या ।**
**बुध-जीव-विजय-विहितो बन्ध-स्वामित्वकस्य पूर्त्तिमगात् ॥ ? ॥**

# ચતુર્થઃ કર્મ-ગ્રન્થઃ

## ષડ-ઽશીતિ :

### મંગળ: અને અભિધેય :—

**नमिअ जिणं जिअ-मग्गण-गुण-ठाणुवओग-जोग-लेसाओ।**
**बंध ऽप्प-बहू भावे संखिज्जा,ऽऽइ किमऽवि वुच्छं ॥१॥**

શબ્દાર્થ —નમિઅ=નમસ્કાર કરીને જિણ=જિનેશ્વર દેવને જિઅ-મગ્ગણ-ગુણ-ઠાણુવઓગ-જોગ-લેસાઓ=જીવ માર્ગણા ગુણઠાણા ઉપયોગ યોગ અને લેશ્યાઓ બંધ-ઽપ્પ-બહુ=બંધ, અલ્પત્વ બહુત્વ ભાવે=ભાવો સંખિજ્જા-ઽઇ=સંખ્યેય વિગેરે કિમવિ=કાંઇક વુચ્છં=કહીશ ૧

### ગાથાર્થ :—

શ્રી જિનેશ્વર દેવને નમસ્કાર કરીને—

જીવ: માર્ગણા ગુણ સ્થાનક ઉપયોગ યોગ લેશ્યા બંધ અલ્પત્વ બહુત્વ ભાવો અને સંખ્યાત વિગેરે કંઇક કહીશ ।૧।

### વિશેષાર્થ :—

શ્રી જિનેશ્વર દેવને નમસ્કાર કરીને—

૧ જીવસ્થાનક ૧૪ ભેદ.
૨ ગત્યાદિ ૬૨ માર્ગણા સ્થાનક
૩ ૧૪ ગુણસ્થાનક
૪ ૧૨ ઉપયોગ :
૫ ૧૫ યોગ.
૬ ૬ લેશ્યા
૭ બંધને લગતા—
બંધહેતુ બંધ ઉદય ઉદીરણા સત્તા
૮ અલ્પબહુત્વ
૯ ઔપશમિકાદિ પાંચ ભાવો
૧૦ સંખ્યાતાદિનો વિચાર

વિગેરે [illegible] કહીશ.

**नमिय जिणं, वत्तव्वा चउदस-जिअ-ठाणएसु गुण-ठाणा।**
**जोगुवओगो लेसा बंधोदओदीरणा-सत्ता ॥१॥**

**શબ્દાર્થ**—વત્તવ્વા=કહેવા ચઉદસ-જિઅ-ઠાણએસુ=ચઉદ જીવ સ્થાનોને વિષે ગુણ ઠાણા=ગુણઠાણા જોગ=યોગ ઉવઓગો=ઉપયોગ લેસા=લેશ્યા, બંધ=બંધ ઉદઅ=ઉદય ઉદીરણા=ઉદીરણા સત્તા=સત્તા બંધોદઓદીરણા-સત્તા=બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા ॥૧॥

**ગાથાર્થ :—**

**જિનેશ્વરને નમસ્કાર કરીને, ચૌદ જીવ સ્થાનકને વિષે ગુણઠાણા, યોગ, ઉપયોગ, લેશ્યા, બંધ, ઉદય, ઉદીરણા, અને સત્તા (એ આઠ પદાર્થો) કહેવાનાં છે. ॥૧॥**

**વિશેષાર્થ:**—પૂર્વોક્ત ગાથામાં ૧૦ દ્વાર કહ્યા છે. તો પણ એ દ્વારનો અનુક્રમ સુગમ રીતે કહે છે.—

જિનને નમસ્કાર કરીને, એ બોલ કહેવા—ચૌદ જીવ સ્થાનકને વિષે—ગુણઠાણાં ૧, યોગ ૨, ઉપયોગ ૩ લેશ્યા ૪, મૂળ પ્રકૃતિનો બંધ ૫, ઉદય ૬, ઉદીરણા ૭, સત્તા ૮.

એ આઠ દ્વાર કહિશુ ॥૧॥

**तह मूल-चउद-मग्गण-ठाणेसु बासट्ठि-उत्तरसुं च।**
**जिअ-गुण-जोगुवओगा लेस-ऽ-प्प-बहुं च छट्ठाणा ॥२॥**

**શબ્દાર્થ**.—તહ=તેમજ મૂલ=મૂળ ચઉદ=ચૌદ મગ્ગણ=માર્ગણા ઠાણેસુ=સ્થાનકને વિષે મૂલ-ચઉદ-મગ્ગણ-ઠાણેસુ=મૂળ ચૌદ માર્ગણા સ્થાનકોમાં બાસઠ ઉત્તરેસુ=ઉત્તર [માર્ગણા સ્થાન]ને વિષે બાસટ્ઠિ-ઉત્તરેસુ=બાસઠ ઉત્તર માર્ગણા સ્થાનોમાં જિઅ=જીવભેદ ગુણ=ગુણ ઠાણા જોગ=યોગ ઉવઓગા=ઉપયોગ જિઅ-ગુણ-જોગુવઓગા=જીવ ભેદ ગુણ સ્થાનકો, યોગો અને ઉપયોગો લેસ=લેશ્યા અપ્પ-બહુ=અલ્પત્વ બહુત્વ છટ્ઠાણા=૭ સ્થાનક ॥૨॥

**चउदस-गुणेसु जिअ-जोगुवओग-लेसाय बंध-हेऊ य।**
**बंधा-ऽऽइ चउ अप्पा-बहुं च तो भाव-संखा-ऽऽइ ॥३॥**

**दार-गाहा**

શબ્દાર્થ:—ચઉદસ-ગુણેસુ=ચૌદ ગુણસ્થાનકને વિષે, જિઅ=જીવના ભેદ, જોગ=યોગ, ઉવઓગ=ઉપયોગ, લેસા=લેશ્યા, બંધ-હેઊ=બંધના હેતુ, બંધાઽઽઇ-ચઉ=બંધાદિક ચાર, અપ્પા-બહુ=અલ્પ બહુત્વ, તો=તે પછી, ભાવ=ભાવ, સંખાઽઽઇ=સંખ્યાતાદિ, ભાવ-સંખા-ઽઽઇ=ભાવ અને સંખ્યાદિક ૩ દ્વારની ગાથા.

ગાથાર્થ:—

**ચૌદ ગુણસ્થાનકમાં જીવ: યોગ ઉપયોગ: લેશ્યા: બંધના હેતુઓ: બંધાદિક ચાર: અલ્પત્વ બહુત્વ: ભાવ અને સંખ્યેયાદિક: ॥ ૩ ॥**

વિશેષાર્થ:—વળી, ચૌદ ગુણઠાણાને વિષે—જીવના ભેદ ૧ યોગ ૨· ઉપયોગ ૩· લેશ્યા ૪ બંધ હેતુ ૫ બંધ, ૬. ઉદય ૭ ઉદીરણા ૮: સત્તા ૯: અલ્પત્વ બહુત્વ ૧૦: ત્યાર પછી પાંચ ભાવ ૧૧ અને સંખ્યાતાદિકનો વિચાર ૧૨ [પ્રક્ષિપ્ત] એ ત્રણ ૩ ગાથાવડે ૨૬ દ્વાર કહ્યાં, તે અનુક્રમે કહેશું. ॥ ૩ ॥

૧૪ જીવસ્થાનો ૧:

**इह सुहुम-बायरेगिंदि-बि-ति-चउ-अ-सन्नि-सन्नि-पंचिंदी ।**
**अ-पज्जत्ता पज्जत्ता कमेण चउ-दस जिअ-ट्ठाणा ॥२॥**

શબ્દાર્થ —ઇહ=આ જગતમાં, સુહુમ=સૂક્ષ્મ, બાયર=બાદર, એગિંદિ-એકેંદ્રિય, બિ=બે ઇંદ્રિય, તિ=તે ઇંદ્રિય, ચઉ=ચૌરિંદ્રિય, અ-સન્નિ=અસંજ્ઞિ પંચેંદ્રિય, સન્નિ-પંચિંદી=સંજ્ઞિ પંચેંદ્રિય, અ-પજ્જત્તા=અપર્યાપ્તા પજ્જત્તા=પર્યાપ્તા, કમેણ=અનુક્રમે, ચઉ-દસ=ચૌદ, જિઅ-ટ્ઠાણા=જીવના સ્થાનક ॥ ૨ ॥

ગાથાર્થ :—

આ જગતને વિષે—અપર્યાપ્તા અને પર્યાપ્તા [ને] સૂક્ષ્મ એકેન્દ્રિય· બાદર એકેન્દ્રિય, બે ઇંદ્રિય: તે ઇંદ્રિય ચૌરિન્દ્રિય અસંજ્ઞિ પંચેન્દ્રિય અને સંજ્ઞિ પંચેન્દ્રિય·

એમ અનુક્રમે જીવનાં ચૌદ સ્થાનકો છે. ॥ ૨ ॥

**વિશેષાર્થ:—**ઇહાં લોકને વિષે—

પૃથિવ્યાદિક પાંચ સ્થાવર ચઉદ રાજ લોકને વિષે મસીની કુંપીની પરે ઠાંસી ઠાંસીને ભર્યા છે, સર્વવ્યાપી છે, નજરે દેખાય તેવા નથી, તે સૂક્ષ્મ એકેંદ્રિય ૧: અને જે પૃથિવ્યાદિક પાંચ નજરે દીસે છે, તે બાદર એકેંદ્રિય ૨·

બેઇન્દ્રિય–શંખાદિક ૩: તેઇન્દ્રિય–ગોમી [કાનખજુરા] પ્રમુખ ૪: ચઉરિંદ્રિય વૃશ્ચિક [વિછુ] આદિક ૫

મનરહિત સમ્મૂર્ચ્છિમ તે અસંજ્ઞિ પચેંદ્રિય ૬· મન સહિત તે સંજ્ઞિ પંચેંદ્રિય ૭:

જેણે ઉપજતાં આપ–આપણી પર્યાપ્તિ પૂરી નથી કરી, તે અપર્યાપ્તા ૭: અને જેણે આપ–આપણી પર્યાપ્તિ પૂરી કરી છે, તે પર્યાપ્તા ૭· એમ અનુક્રમે પર્યાપ્તા–અપર્યાપ્તા થઇને ચૌદ [૧૪] ભેદ જીવના જાણવા.

સંસારી સર્વ જીવ એ ૧૪ ભેદમાંહે આવ્યા ॥૨॥

### ૧ જીવ સ્થાનોને વિષે ગુણઠાણાં:

**बायर-अ-सन्नि-विगले अ-पज्जि पढम-बिअ, सन्नि-अ-पज्जते।**
**अ-जय-जुअ, स -पज्जे सव्व-गुणा, मिच्छ सेसेसु. ॥३॥**

**શબ્દાર્થ:—**બાયર–અ–સન્નિ–વિગલે=બાદર એકેંદ્રિય અસન્નિ પચેંદ્રિય અને વિકલેંદ્રિયને વિષે, **અ–પજ્જિ**=અપર્યાપ્તા **પઢમ–બિઅ**=પહેલુ, બીજુ, **સન્નિને અ–પજ્જતે**=સન્નિ અપર્યાપ્તાને વિષે **અ–જય–જુઅ**=અવિરતિ યુક્ત **સન્નિ–પજ્જે**=સન્નિ પર્યાપ્તાને વિષે **સવ્વ–ગુણા**=સર્વ ગુણ સ્થાનક **મિચ્છ**=મિથ્યાત્વ ગુણઠાણુ, **સેસેસુ**=શેષ જીવોને વિષે ॥૩॥

### ગાથાર્થ:—

**અપર્યાપ્તા બાદર એકેંદ્રિય અ–સંજ્ઞિ પંચેંદ્રિય અને વિકલેંદ્રિયાને વિષે પહેલું અને બીજું ગુણઠાણું.**

**અપર્યાપ્તા સંજ્ઞિ પંચેંદ્રિયને વિષે અવિરતિ સહિત.**

**[illegible] પ્તા વિષે સર્વ ગુણઠાણાં: બાકીના ( જીવસ્થાનકને )**

**વિશેષાર્થ:**—ઇહાં લોકને વિષે—

પૃથિવ્યાદિક પાંચ સ્થાવર ચઉદ રાજ લોકને વિષે મસીની કુંપીની પરે ઠાંસી ઠાંસીને ભર્યા છે, સર્વવ્યાપી છે, નજરે દેખાય તેવા નથી, તે સૂક્ષ્મ એકેંદ્રિય ૧: અને જે પૃથિવ્યાદિક પાંચ નજરે દીસે છે, તે બાદર એકેંદ્રિય ૨

બેઇન્દ્રિય—શંખાદિક ૩: તેઈન્દ્રિય—ગોમી [કાનખજુરા] પ્રમુખ ૪. ચઉરિંદ્રિય વૃશ્ચિક [વિંછુ] આદિક ૫

મનરહિત સમ્મૂર્ચ્છિમ તે અસંજ્ઞિ પંચેંદ્રિય ૬. મન સહિત તે સંજ્ઞિ પંચેંદ્રિય ૭:

જેણે ઉપજતાં આપ-આપણી પર્યાપ્તિ પૂરી નથી કરી, તે અપર્યાપ્તા ૭: અને જેણે આપ-આપણી પર્યાપ્તિ પૂરી કરી છે, તે પર્યાપ્તા ૭. એમ અનુક્રમે પર્યાપ્તા-અપર્યાપ્તા થઇને ચૌદ [૧૪] ભેદ જીવના જાણવા.

સંસારી સર્વ જીવ એ ૧૪ ભેદમાંહે આવ્યા ॥૨॥

## ૧ જીવ સ્થાનોને વિષે ગુણઠાણાં:

**बायर-अ-सन्नि-विगले अ-पज्जि पढम-बिअ, सन्नि-अ-पज्जते।**
**अ-जय-जुअ, सन्नि-पज्जे सव्व-गुणा, मिच्छ सेसेसु. ॥३॥**

**શબ્દાર્થ:**—બાયર-અ-સન્નિ-વિગલે=બાદર એકેંદ્રિય અસન્નિ પંચેંદ્રિય અને વિકલેંદ્રિયને વિષે, અ-પજ્જિ=અપર્યાપ્તા **પઢમ-બિઅ**=પહેલું, બીજું, સન્નિને અ-પજ્જતે=સન્નિ અપર્યાપ્તાને વિષે **અ-જય-જુઅ**=અવિરતિ યુકત **સન્નિ-પજ્જે**=સન્નિ પર્યાપ્તાને વિષે **સવ્વ-ગુણા**=સર્વ ગુણ સ્થાનક **મિચ્છ**=મિથ્યાત્વ ગુણઠાણું, **સેસેસુ**=શેષ જીવોને વિષે ॥૩॥

### ગાથાર્થ:—

અપર્યાપ્તા બાદર એકેંદ્રિય અ-સંજ્ઞિ પંચેંદ્રિય અને વિકલેંદ્રિયાને વિષે પહેલું અને બીજું ગુણઠાણું.

અપર્યાપ્તા સંજ્ઞિ પંચેંદ્રિયને વિષે અવિરતિ સહિત.

સંજ્ઞિ પર્યાપ્તા વિષે સર્વ ગુણઠાણાં: બાકીના ( જીવસ્થાનકને ) વિષે મિથ્યાત્વ ગુણઠાણું ॥૩॥

**વિશેષાર્થ:**—હવે, એ ૧૪ જીવસ્થાનકને વિષે ગુણઠાણાં કહે છે —

બાદર એકેંદ્રિય અપર્યાપ્તા ૧: અસંજ્ઞિ પંચેંદ્રિય અપર્યાપ્તા ૨: ત્રણ વિકલેંદ્રિય અપર્યાપ્તા ૫: એ પાંચને વિષે મિથ્યાત્વ: અને સાસ્વાદન. એ પહેલાં બે ગુણઠાણાં હોય.

તિહાં, મિથ્યાત્વે-તો એ જીવ સદા ય છે જ. પણ કોઈક જીવને પરભવથી સમ્યક્ત્વ વમીને આવતાં-ઘંટા-લાલા-ન્યાયે: સમ્યક્ત્વનો લેશ આસ્વાદતાં ઉત્પત્તિ કાળે. અપર્યાપ્તાવસ્થાએ: સાસ્વાદનપણું પામીએ. પણ, પછી ન હોય.

ઇહાં, એ કરણ અપર્યાપ્તો જાણવો, પણ લબ્ધિ અપર્યાપ્તો નહી. લબ્ધિ અપર્યાપ્તાને તો સાસ્વાદન હોયજ નહી. અપર્યાપ્ત સૂક્ષ્મ એકેંદ્રિયમાં પણ સાસ્વાદન ન હોય સાસ્વાદન તો લગારેક શુભ પરિણામ રૂપ છે, અને સૂક્ષ્મમાં તો અતિસંક્લિષ્ટ પરિણામી ઉપજે, તે માટે.

ઈહાં-કોઇક કહે છે, કે —

"આગમમાંહે એકેંદ્રિયને સાસ્વાદન નથી કહ્યુ. એકેંદ્રિય સર્વ અજ્ઞાની જ કહ્યાં છે. તો ઇહાં, એકેંદ્રિય અપર્યાપ્તાને સાસ્વાદન કેમ કહો છો?

તેહનો ઉત્તર—આગળ "सासण-भावे नाणं० ४९" એ ગાથાએ ગ્રંથકારજ કહે છે. તિહાંથી જાણવો.

તથા, સંજ્ઞિ પંચેંદ્રિય અપર્યાપ્તાને વિષે અવિરત સમ્યગ્દૃષ્ટિ યુક્ત એટલે—પહેલુ બીજુ ચોથું. એ ત્રણ ગુણઠાણાં હોય. સમ્યક્ત્વ સહિત જીવને ઉપજતાં ચોથુ હોય. પણ અપર્યાપ્તાને મિશ્ર ગુણઠાણુ ન હોય. મિશ્ર થકા કાળ ન કરે, તે માટે "न सम्म-मिच्छो कुणइ कालं"-इत्ति-वचनात

## ૨: જીવસ્થાનોને વિષે યોગઃ

**अ-पज्जत्त-छक्कि कम्मुरल-मीस-जोगा अ-पज्ज-सन्नि ।**
**ते स-विउव्व-मीस एसुतणु-पज्जेसु उरलमन्ने ॥ ४ ॥**

શબ્દાર્થ—અ-પજ્જત્ત-છક્કિ=અપર્યાપ્તા ૭ જીવને વિષે. **કમ્મુરલ-મીસ-જોગા**=કાર્મણ ઔદારિક મિશ્ર, યોગો અ-પજ્જ-સન્નિસુ=અપર્યાપ્તા સંજ્ઞિને વિષે તે=તે બે યોગો સ-વિઉવ્વ-મિસ=વૈક્રિય મિશ્ર સહિત એસુ=એમા. **તણુ-પજ્જેસુ**=શરીર પર્યાપ્તિએ પર્યાપ્તાઓને વિષે ઉરલ=આદારિક યોગ અન્ને=અન્ય આચાર્યો ॥૪॥

**ગાથાર્થ :—**

**અપર્યાપ્તા છમાં કાર્મણ અને ઔદારિક મિશ્રઃ કાયયોગ'**
**અપર્યાપ્તા સંજ્ઞિ [ પંચેદ્રિય ] માં તે [ બે યોગ ] વૈક્રિય મિશ્ર સહિત**

**"શરીર પર્યાપ્તિએ પર્યાપ્તા એઓમાં ઔદારિક કાયયોગ હોય." [એમ] અન્ય આચાર્યો [માને છે] ॥ ૪ ॥**

**વિશેષાર્થ :**—હવે યોગ ૧૫ કહે છે.—

સત્ય મનોયોગ ૧. મૃષામનોયોગ ૨: સત્યમૃષામનોયોગઃ ૩' અસત્યામૃષામનોયોગ ૪: એમ ચાર વચન યોગઃ એવ ૮: ઔદારિક કાયયોગ ૯ ઔદારિક મિશ્ર કાયયોગ ૧૦ વૈક્રિય કાયયોગ ૧૧: વૈક્રિય મિશ્ર કાયયોગ ૧૨ આહારક કાયયોગ ૧૩: આહારક મિશ્ર કાયયોગ ૧૪ અને કાર્મણ કાયયોગ ૧૫

હવે, એનો અર્થ કહે છે.—

"અસ્તિ જીવઃ"-ઇત્યાદિ તથા, સર્વનું હિત-ચિંતનઃ તે **સત્ય-મનઃ ૧: "નાસ્તિ જીવ"** ઈત્યાદિ તથા પરને વિપ્રતારણ-બુદ્ધિ. **તે મૃષા-મનઃ** ૨: તે બનેય મિશ્ર તે **સત્ય-મૃષા-મનઃ** એટલે, કાંઈક સત્ય કાંઇક મૃષામન ૩ સત્ય પણ નહી અને અસત્ય પણ નહી. એવી વિચારણાઃ **તે-અસત્યા-ઽ-મૃષા-મનઃ** ૪: એજ પ્રમાણે ચાર ભેદે વચન યોગઃ એવ ૮

મનુષ્ય તિર્યચને-**ઔદારિક કાયયોગ** ૯:

તેજ મનુષ્ય તિર્યંચ ને ઉપજતાં એક સમય પછી શરીર પર્યાપ્તિ પૂરી કરે ત્યાં લગે કાર્મણ સાથે મિશ્રપણું, તે ઔદારિક મિશ્ર. તથા કેવળી સમુદ્ઘાતે—બીજે છઠે સાતમે સમયે ઔદારિક મિશ્ર કાય યોગ ૧૦:

દેવતા નારકીને તથા, લબ્ધિવંત મનુષ્ય પચેંદ્રિય તિર્યંચ વાયુ ને વૈક્રિય કાય યોગ ૧૧:

તેજ દેવ નારકી ને ઉપજતાં કાર્મણ સાથે વૈક્રિય, તે વૈક્રિય મિશ્ર હોય. તથા મનુષ્ય અને તિર્યંચ ને વક્રિયારંભ કાળે અને છાંડવાને કાળે ઔદારિક સાથે વૈક્રિયમિશ્ર કાયયોગ ૧૨:

ચૌદ પૂર્વધારી આહારક શરીર કરે, ત્યારે આહારક કાયયોગ ૧૩:

તેને પ્રારંભ કાળે અને છાંડવાને કાળે ઔદારિક સાથે આહારક મિશ્ર કાય યોગ હોય ૧૪:

અષ્ટકર્મનો જે વિકાર, તે કાર્મણ કાય યોગ તે. જીવને અંતરાલ ગતિએ અને ઉપજવાને પહેલે સમયે તથા કેવળી સમુદ્ઘાતને ત્રીજે ચોથે પાંચમે સમયે હોય

તૈજસ તો કાર્મણ ભેળુ જ ગણ્યું છે, પૃથક્ [જુદું] નહીં.

એ બે યોગ હોય· અને દેવતા· તથા નારકીને કાર્મણ: અને વૈક્રિય મિશ્ર એ બે યોગ હોય. બન્નેય મળીને ૩ ત્રણ યોગ હોય.

"એ સાતેય અપર્યાપ્તાને શરીર પર્યાપ્તિએ પર્યાપ્તને. **ઔદારિક યોગ પણ હોય"** એમ અનેરા **આચાર્ય** કહે છે. તે મતે છ અપર્યાપ્તાને ત્રણ યોગ હોય, અને સંજ્ઞિ અપર્યાપ્તાને વિષે ૪ યોગ હોય

ગ્રંથકારે એ મતાંતર કહ્યું, પણ, "શરીર પર્યાપ્તાને મિશ્ર પણું ટળ્યુ, ત્યારે ઔદારિક યોગ હોય જ," માટે, એ મત ખરુ જણાય છે. ॥ ૪ ॥

## ૨ યોગો: [ચાલુ] ૩ ઉપયોગો:

**सव्वे सन्नि-पजत्ते. उरलं सुहुमे. स-भासु तं चउसु ।**
**बायरि स-विउव्वि-दुगं. पज-सन्निसु बार उवओगा. ॥५॥**

**શબ્દાર્થ:**—**સવ્વે**=સર્વે **સન્નિ-પજત્તે**=સંજ્ઞિ પર્યાપ્તામા **ઉરલ**=ઔદારિક **સુહુમે**=સૂક્ષ્મમા **સ-ભાસુ**=ભાષા સહિત **ત**=તે. **ચઉસુ**=ચારમાં **બાયરિ**=બાદરમાં **સ-વિઉવ્વ-દુગ**=વૈક્રિય દ્વિક સહિત. **પજ-સન્નિસુ**=પર્યાપ્તા સંજ્ઞિને વિષે. **બાર**=બાર **ઉવઓગા**=ઉપયોગો ॥ ૫ ॥

**ગાથાર્થ:**

**સંજ્ઞિ પચેંદ્રિય પર્યાપ્તામાં સર્વે**
**પર્યાપ્ત સૂક્ષ્મમાં ઔદારિક**
**ચારમાં ભાષા સહિત, તે**
**બાદરમાં વૈક્રિયદ્વિક સહિત**

**પર્યાપ્તા સંજ્ઞિ પંચેંદ્રિયમાં બાર ઉપયોગ હોય. ॥ ૫ ॥**

**વિશેષાર્થ:**—સંજ્ઞિ પંચેદ્રિયમાં પર્યાપ્તાને વિષે સર્વ—એટલે ૧૫. યોગ હોય

ઔદારિક મિશ્ર ૧: કાર્મણ ૨ એ બે યોગ તો કેવળી સમુદ્ઘાતે હોય, અને વૈક્રિય મિશ્ર. મનુષ્ય: તિર્યંચ, ને ઉત્તર વૈક્રિય કરતાં હોય, અને શેષ બાર યોગ તો યથાયોગ્ય હોય જ

સૂક્ષ્મ એકેદ્રિય પર્યાપ્તાને એકજ ઔદારિક કાયયોગ હોય.

બેઇંદ્રિય ૧· તેઇંદ્રિય ૨ ચૌરિંદ્રિય ૩· અને અ-સંજ્ઞિ પંચેંદ્રિય ૪· એ ચાર પર્યાપ્તાને ચોથી ભાષા સહિત ઔદારિક એટલે. ૨ યોગ હોય.

બાદર એકેંદ્રિય પર્યાપ્તાને વિષે ઔદારિક ૧ વૈક્રિય ૨ વૈક્રિય મિશ્ર ૩ એવં ત્રણ યોગ હોય. વાયુને વૈક્રિય દ્વિક હોય, માટે

## ૩: ઉપયોગો

હવે, ચોદ જીવસ્થાનકને વિષે ઉપયોગ કહે છે.—

જીવ લક્ષણ રૂપ અવબોધ તે ઉપયોગ કહીએ

તે, પાંચ જ્ઞાન ત્રણ અજ્ઞાન ચાર દર્શન એમ બાર જાણવા પર્યાપ્તા સંજ્ઞિ પંચેંદ્રિય ને વિષે એ બારેય ઉપયોગ હોય

અનુક્રમે હોય, પણ સમકાળે ન હોય

"जुगवं दो नत्थि उवओगा" इति वचनात्. ५

### ૩: ઉપયોગો: [ચાલુ]

**पज्ज-चउरिंदि-अ-सन्निसु दु-दंस दु-अ-नाण. दससु चक्खु विणा ।**
**सन्नि-अ-पज्जे मण-नाण, चक्खु-केवल-दुग-विहूणा ॥ ६ ॥**

શબ્દાર્થ —પજ્જ-ચઉરિંદિ-અ-સન્નિસુ=પર્યાપ્તા ચૌરિંદ્રિય અ સંજ્ઞિ પંચેંદ્રિયને વિષે દુ-દંસ=બે દર્શન દુ-અનાણ=બે અજ્ઞાન દસસુ=દશને વિષે ચક્ખુ-વિણા=ચક્ષુ દર્શન વિના સન્નિ-અ-પજ્જે=સંજ્ઞિ અપર્યાપ્તામાં મણ-નાણ=મન પર્યવ જ્ઞાન ચક્ખુ=ચક્ષુ દર્શન કેવલ-દુગ=કેવળ દ્વિક વિહૂણા=વિના ॥ ૬ ॥

### ગાથાર્થ:

પર્યાપ્તા ચૌરિંદ્રિય અને પર્યાપ્તા અસંજ્ઞિમાં બે દર્શન અને બે અજ્ઞાન

દશને વિષે ચક્ષુ દર્શન વિના.

સંજ્ઞિ અપર્યાપ્તામાં મનઃ પર્યવ જ્ઞાન ચક્ષુ દર્શન અને કેવળ દ્વિક વિના ॥ ૬ ॥

**વિશેષાર્થ:**—ચૌરિંદ્રિય પર્યાપ્તા ૧ અને અસંજ્ઞિ પર્યાપ્તા ૨. એ બેને વિષે બે દર્શન અને બે અજ્ઞાન એવં ૪ ઉપયોગ હોય. તે ચક્ષુર્દર્શન ૧ અચક્ષુર્દર્શન ૨ મતિ અજ્ઞાન ૩ શ્રુત અજ્ઞાન ૪ એમ ચાર હોય

ચાર એકેંદ્રિય ૪ બે બેઈંદ્રિય ૬ બે તેઈંદ્રિય ૮ ચૌરિંદ્રિય અપર્યાપ્તા ૯ અસંજ્ઞિ પંચેંદ્રિય અપર્યાપ્તા ૧૦ એ દશને વિષે ચક્ષુર્દર્શન વિના એટલે, અચક્ષુર્દર્શન ૧ મતિ અજ્ઞાન ૨ શ્રુત અજ્ઞાન ૩ એ ત્રણ હોય

સંજ્ઞિ પંચેંદ્રિય અપર્યાપ્તાને વિષે મન પર્યવ જ્ઞાન ૧ ચક્ષુ-દર્શન ૨ કેવળ જ્ઞાન ૩ કેવળ દર્શન ૪ એ ચાર વિના, શેષ ૮ ઉપયોગ હોય.

પંચ સંગ્રહને મતે-"ચૌરિંદ્રિય અસંજ્ઞિ-સંજ્ઞિ પંચેંદ્રિયઃ એ ત્રણ અપર્યાપ્તાને પણ ઈંદ્રિય પર્યાપ્તિ પૂર્ણ થયે ચક્ષુર્દર્શન" કહ્યું છે. ॥ ૬ ॥

### ૪ લેશ્યા, તથા ૫ બંધઃ ૬ ઉદયઃ ૭ ઉદીરણાઃ અને ૮ સત્તાઃનાં સ્થાનોઃ

**सन्नि-दुगि -लेस. अ-पज्ज-बायरे प म-चउ. ति सेसेसु.।**
**सत्त-ऽट्ठ बंधुदीरण. संतुदया अट्ठ तेरससु.।' ७॥**

શબ્દાર્થ:—સન્નિ-દુગિ=બે સન્નિમાં છ=છ. લેસ=લેશ્યા અ-પજ્જ-બાયરે=અપર્યાપ્ત બાદર એકેંદ્રિયમાં પઢમ-ચઉ=પ્રથમની ચાર તિ=ત્રણ સેસેસુ=બાકીનાઓમાં સત્ત-ટ્ઠ=સાત અથવા આઠ. બંધુદીરણ=બંધ અને ઉદીરણા સંતુદયા=સત્તા અને ઉદય અટ્ઠ=આઠ કર્મની. તેરસસુ=તેરમાં. ॥ ૭ ॥

### ગાથાર્થ:

**સંજ્ઞિ દ્વિકમાં છ લેશ્યાઃ અપર્યાપ્તા બાદરમાં પ્રથમની ચારઃ અને બાકીનાઓમાં પ્રથમની ત્રણ**

**સાત અથવા આઠ કર્મનો બંધઃ તથા ઉદીરણા અને સત્તાઃ તથા ઉદયઃ આઠ કર્મનો તેરમાં ॥ ૭ ॥**

**વિશેષાર્થ:**—હવે, ૧૪ જીવ સ્થાનકે લેશ્યા કહે છે.—

સંજ્ઞિ પંચેંદ્રિય પર્યાપ્તા અને અપર્યાપ્તા એ બેને વિષે ૬ લેશ્યા હોય

અપર્યાપ્તા બાદર એકેંદ્રિયને વિષે પહેલી ચાર લેશ્યા હોય. કૃષ્ણ: નીલ: કાપોત: એ ત્રણ તો સર્વને હોય જ, પણ કોઈક તેજો લેશ્યાવંત દેવતા મરીને પૃથ્વી. અપ્ વનસ્પતિઃમાં ઉપજે, તેને અપર્યાપ્તપણે તેજો લેશ્યા હોય. તે માટે, ચાર લેશ્યા કહી.

શેષ અગીયાર જીવસ્થાનકે કૃષ્ણ ૧ નીલ ૨ કાપોત ૩. એ ત્રણ લેશ્યા હોય.

**"लेश्या" इति कोऽर्थः ? ।**

**लिश्यते, श्लिष्यते वा, कर्मणा सह जीवोऽनया, इति लेश्या । यतः-**

**कृष्णा-ऽऽदि-द्रव्य-साचिव्यात्परिणामो य आत्मनः ।**

**स्फटिकस्येव, तत्राऽयं लेश्या-शब्दः प्रवर्तते ॥१॥**

[અર્થ—લેશ્યા શબ્દનો શો અર્થ ?

જીવ જેને લીધે કર્મો સાથે લેપાય, યા જોડાય, તે લેશ્યા. કહ્યું છે, કે—

"કૃષ્ણ વિગેરે રંગના દ્રવ્યોને લીધેથી સ્ફટિક જેવા આત્માના જે જે પરિણામો બદલાય, તે અર્થમાં લેશ્યા શબ્દ વપરાય છે". ] તે લેશ્યા ૭ છેઃ-

કૃષ્ણ ૧: નીલ ૨: કાપોત ૩: તેજો ૪. પદ્મ ૫: શુક્લ:

એનું સ્વરૂપ જાંબુના ફળ ખાનાર ૬ પુરુષ: તથા ગામનો નાશ કરવા નીકળેલા ૬ પુરુષોને દ્રષ્ટાંતે જાણવું. તે આ પ્રમાણે—

**मूलं साह पसाहा गुच्छ फल-च्छिड्ड पडिय भक्खणया ।**

**सव्वं माणुस-पुरिस सा-ऽऽउह जुझंत धण-हरणया ॥ १ ॥**

આયુ બંધ કાળે આઠેય કર્મોનો બંધ હોય અને આયુ ન બાંધતો હોય, ત્યારે સાતનો બંધ હોય.

એકભવે આયુબંધ એક જ વાર હોય, અને સાત કર્મ તો જીવ સદાયે સમયે સમયે બાંધે છે. તથા–

જ્યારે ભોગવાતા ભવનુ આયુ એક આવલિકા શેષ (બાકી) હોય, ત્યારે તે આયુની ઉદીરણા ન હોય, માટે ત્યાં સાતની ઉદીરણા હોય, તે શિવાય, સર્વત્ર આઠની ઉદીરણા હોય. તથા–
તેર જીવ સ્થાનકને વિષે આઠેય કર્મ સત્તાયે અને ઉદયેઃ હોય.
તે કેમ ?

ઉપશાંતમોહ લગે આઠેય કર્મની સત્તા અને સૂક્ષ્મ સંપરાય લગે આઠેયનો ઉદય છે અને તેરેય જીવ સ્થાનકને વિષે પહેલુંઃ બીજુંઃ અને ચોથુંઃ ગુણઠાણુ પામીએ, તે માટે હોઈ શકે ॥૭॥

**सत्त-ऽट्ठ-छेग-बंधा. संतुदया सत्त-अट्ठ-चत्तारि. ।**
**सत्त-ऽट्ठ-छ-पंचदुगं उदीरणा सन्नि-पज्जत्ते ॥८॥**

શબ્દાર્થઃ—સત્ત-ઽટ્ઠ=સાત આઠ છેગ=છ તથા એક બંધા=બંધ. સંત=સત્તા. ઉદયા=ઉદય ચત્તારિ=ચાર પંચ-દુગ=પાંચ અને બે ઉદીરણા=ઉદીરણા. સન્નિ-પજ્જત્તે=સંજ્ઞિ પર્યાપ્તને વિષે ૮

ગાથાર્થઃ

**પર્યાપ્તા સંજ્ઞિ પંચેન્દ્રિયોને સાત આઠ છ. અને એકનો બંધ હોય છે.**

**સત્તા અને ઉદય સાત આઠ અને ચારઃ કર્મનો હોય છે.**
**ઉદીરણા સાત આઠ પાંચ અને બેની હોય છે.**

**વિશેષાર્થઃ**—સંજ્ઞિ પંચેન્દ્રિય પર્યાપ્તાને વિષે ચાર ભેદે બંધ છે. તે કયા ?

૧ સાતનો બંધઃ ૨ આઠનો બંધઃ ૩ છનો બંધ ૪ એકનો બંધ.

તેમાં આયુવર્જીને સાતનો બંધ તે, જઘન્યથી. અંતર્મુહૂર્તલગે, અને ઉત્કૃષ્ટો-છ માસ લગે ઉણાં ૩૩ સાગરોપમ. તે વળી, અંતમુહૂર્ત ઉણ

પૂર્વ કોટીને ત્રીજે ભાગે અધિક—એટલો રહે.

આઉખાને બંધકાળે આઠનો બંધ તે, જઘન્યથી અને ઉત્કૃષ્ટથી પણ-અંતર્મુહૂર્ત રહે. આઉખાનો બંધ કાળ અંતર્મુહૂર્ત હોય, તે માટે. તથા, આયુ અને મોહનીય વર્જીને સૂક્ષ્મ સંપરાયે છ નો બંધ હોય. તે, જઘન્ય એક સમય રહે. કોઇક જીવ ત્યાં એક સમય રહીને અનુત્તર વિમાને જાય, ત્યાં અવિરતિ ગુણઠાણે અવશ્ય સાત (૭) નો બંધક થાય, તે માટે. છ નો બંધક જઘન્ય એક સમય રહે. સૂક્ષ્મ સંપરાયનું એટલું જ માન છે. પછી, એકનો બંધક થાય, અથવા સાતનો બંધક થાય.

તથા, તે છ માંહેથી પાંચ પ્રકૃતિના બંધને વ્યવચ્છેદે એક સાતા વેદનીયનો બંધક હોય. તે, જઘન્યથી—એક સમય ઉપશમશ્રેણિએ હોય. તે, ઉત્કૃષ્ટપણું દેશે ઉણી પૂર્વ કોડી લગે તેરમે ગુણઠાણે રહે

એ જીવ પ્રદેશથી સાતમા ગુણઠાણા લગે સાત તથા આઠનો બંધક. ત્રીજે: આઠમે. નવમે. સાતનો જ બંધક. દશમે છનો બંધક. અને અગ્યારમે બારમે તેરમે: એકનો બંધક હોય.

તથા સંજ્ઞિ પંચેંદ્રિય પર્યાપ્તાને સત્તા અને ઉદય આશ્રીને ચા; સ્થાનક હોય

મોહનીય વર્જીને સાતનો ઉદય, તે ઉપશાંત મોહે તથા ક્ષીણ મોહે પામીએ. તિહાં-જઘન્ય-એક સમય ઉપશાંત મોહે એક સમય રહીને બીજા સમયે ભવક્ષયે દેવતા થતો અવિરતિ થાય, ત્યાં અવશ્ય આઠનો ઉદય હોય, માટે ઉત્કૃષ્ટો: અંતર્મુહૂર્ત્ત તે ઉપશાંત મોહ અને ક્ષીણમોહનું માન અંતર્મુહૂર્તનુ છે, માટે. પછી, આઠનો ઉદયી અથવા ચાર [૪] નો ઉદયી થાય.

ચાર ઘાતિકર્મોને ક્ષયે ચારનો ઉદયી તેરમેઃ ચૌદમેઃ ગુણઠાણે હોય. તે, જઘન્ય—અંતર્મુહૂર્ત્ત: ઉત્કૃષ્ટ—નવવરસે ઉણી પૂર્વ કોડીઃ હોય.
એ સંબંધી વિશેષ કહે છે:—

મિથ્યાત્વથી માંડીને ઉપશાંત મોહ લગે આઠની સત્તા, ક્ષીણ મોહે સાતની સત્તા, અને સયોગીઃ અયોગીઃએ ચારની સત્તા. તથા, મિથ્યાત્વ—થકી સૂક્ષ્મ સંપરાય લગે આઠનો ઉદય, ઉપશાંત મોહઃ અને ક્ષીણ મોહેઃ સાતનો ઉદય. સયોગીએઃ તથા અયોગીએઃ ચારનો ઉદય હોય.

તથા સંજ્ઞિ પંચેંદ્રિય પર્યાપ્તાને ઉદીરણા સ્થાનક પાંચ હોય. તે કેમ ? ૮ઃ ૭ઃ ૬ઃ ૫ઃ ૨.

તિહાં, જ્યારે ભોગવાતા ભવનુ આયુ એક આવલિકા શેષ હોય, ત્યારે આયુ કર્મની ઉદીરણા ન હોય ત્યારે સાતની ઉદીરણા હોય.

તે વિના આઠની ઉદીરણા હોય. તિહાં, મિથ્યાત્વથી પ્રમત્તલગે સાત અથવા આઠઃની ઉદીરણા અને મિશ્રે તો સદૈવ આઠની જ, **મરણા-ऽभावात्**—મરણનો અભાવ હોવાથી.

તથા અપ્રમત્ત થકી સૂક્ષ્મ સંપરાયની એક આવલિકા થાકતી [બાકી] હોય ત્યાં લગે, વેદનીયઃ આયુ વર્જીને છની ઉદીરણા, તે આવલિકા થાકને મોહનીયની ઉદીરણા ન હોય, આવલિકા પ્રવિષ્ટ માટે. તિહાંથી યાવત્ બારમાની આવલિકા થાકતી હોય ત્યાં લગે પાંચની ઉદીરણા, તે ક્ષીણમોહની આવલિકા થાકતે જ્ઞાનાવરણીય ૧ દર્શનાવરણીય ૨ઃ અને અંતરાય ૩ઃ એ ત્રણે ય આવલિકા પ્રવિષ્ટ થયાં, માટે ઉદીરણા ન હોય ત્યારે નામ ૧ ગોત્ર ૨. એ બેની ઉદીરણા હોય.

એમ સયોગીએ પણ બેની ઉદીરણા, અને અયોગીએ અનુદીરક હોય

યદ્યાપિ, અયોગીએ ભવોપગ્રાહી [૪] ચાર કર્મના ઉદય છે, તો પણ યોગને અભાવે ઉદીરણા ન હોય. ઉદીરણા તો યોગવશ છે, તે માટે. ॥ ૮ ॥

## ૧૪: માર્ગણા સ્થાનઃ

**गइ इंदिए य काए जोए वेए कसाय नाणेसु।**
**संजम दंसण लेसा भव सम्मे सन्नि आहारे ॥९॥**

ગઇ=ગતિ, ઇંદિએ=ઇંદ્રિય, કાએ=કાયમા, જોએ=યોગમા, વેએ=વેદમા, કસાય=કષાયમા, નાણેસુ=જ્ઞાનમા, સંજમ=સયમમાં, દંસણ=દર્શનમાં, લેસા=લેશ્યામા, ભવ=ભવ્યમા, સમ્મે=સમ્યક્ત્વમા, સન્નિ=સંજ્ઞિમા, આહારે=આહારીમા ॥ ૯ ॥

### ગાથાર્થ:—

ગતિ· ઇંદ્રિય· કાય· યોગઃ વેદ· કષાય· જ્ઞાનઃ સંયમઃ દર્શન· લેશ્યાઃ ભવ્ય સમ્યક્ત્વ· સંજ્ઞિ અને આહારમાં. ॥ ૯ ॥

**વિશેષાર્થ.**—હવે ચૌદ માર્ગણા સ્થાન કહે છે:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૪ | ગતિદ્વાર | ૮ | ૭ | સંયમદ્વાર |
| ૨ | ૫ | ઇંદ્રિયદ્વાર | ૯ | ૪ | દર્શનદ્વાર |
| ૩ | ૬ | કાયદ્વાર | ૧૦ | ૬ | લેશ્યાદ્વાર |
| ૪ | ૩ | યોગદ્વાર | ૧૧ | ૨ | ભવ્યદ્વાર |
| ૫ | ૩ | વેદદ્વાર | ૧૨ | ૬ | સમ્યક્ત્વદ્વાર |
| ૬ | ૪ | કષાયદ્વાર | ૧૩ | ૨ | સંજ્ઞિદ્વાર |
| ૭ | ૮ | જ્ઞાનદ્વાર | ૧૪ | ૨ | આહારીદ્વાર |

એ એકેકા માર્ગણાદ્વારને વિષે સર્વ સંસારી જીવ આવે ॥ ૯ ॥

## ૧૪ માર્ગણાઓના ૬૨ ઉત્તર ભેદ:

**सुर-नर-तिरि-निरय-गई. इग—बिअ—तिअ-चउ-पणिंदि-**
**-या।**

**भू-जल-जलणा-ऽनिल-वण-तसा य. मण-वय-तणु-जोगा. ॥१०॥**

શબ્દાર્થ:—સુર=દેવ. નર=મનુષ્ય. તિરિ=તિર્યંચ નિરય=નરક; ગઈ=ગતિ. સુર-નર-તિરિ-નિરય-ગઈ=દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક ગતિ. ઇગ=એક. બિઅ=બે તિઅ=ત્રણ ચઉ=ચાર પણ=પાંચ. ઇંદિ=ઇંદ્રિય ઇગ-બિઅ-તિઅ-ચઉ-પણિંદિ=એકેંદ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિંદ્રિય, પંચેંદ્રિય છ=૭. કાય=કાય છકાય=૭ કાય ભૂ=પૃથ્વી જલ=અપ્ જલણ=તેઉ. અનિલ=વાઉ. વણ=વનસ્પતિ તસા=ત્રણ ભૂ-જલ-જલણ-ઽનિલ-વણ-તસા=પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ. ય=અને મણ=મનો. વયણ=વચન, તણુ=કાય જોગ=યોગ. મણ-વયણ-તણુ-જોગા=મનયોગ, વચન યોગ, અને કાયયોગ. ॥ ૧૦ ॥

## ગાથાર્થ :—

**દેવ: મનુષ્ય: તિર્યંચ: અને નરક: ગતિ.**
**એકેંદ્રિય: દ્વીંદ્રિય: તે ઇંદ્રિય: ચઉરિંદ્રિય: અને પંચેંદ્રિય.**
**પૃથ્વી: પાણી અગ્નિ: વાઉ· વનસ્પતિ· અને ત્રસ: એ છ કાય.**
**મન· વચન· અને કાય:યોગ. ॥ ૧૦ ॥**

વિશેષાર્થ:—હવે, એ ૧૪. મૂળ માર્ગણાનાં ૬૨ ઉત્તર માર્ગણાદ્વાર કહે છે.

૧: દેવગતિ, ૨· મનુષ્યગતિ, ૩ તિર્યંચગતિ, ૪ નરકગતિ· એ ચાર ભેદે ગતિમાર્ગણા.

૧: સ્પર્શનેંદ્રિયવંત, તે–એકેંદ્રિય ૨ સ્પર્શન: અને રસન· એ બે ઇંદ્રિયવંત, તે–બેઇંદ્રિય ૩ સ્પર્શન રસન. અને ઘ્રાણ.વંત, તે–તેઇંદ્રિય ૪· સ્પર્શન· રસન: ઘ્રાણ અને ચક્ષુ:વંત, તે–ચૌરિંદ્રિય ૫ સ્પર્શન· રસન· ઘ્રાણ ચક્ષુ અને શ્રોત્ર:વંત, તે–પંચેંદ્રિય. એ પાંચ ભેદે ઇંદ્રિય માર્ગણા કહીએ

૧ પૃથ્વીકાય ૨. અપ્કાય ૩. તેઉકાય ૪ વાઉકાય ૫ વનસ્પતિકાય અને ૬. ત્રસકાય, તે–બેઇંદ્રિયાદિક: એ છ કાયમાર્ગણા કહી

૧. મનોયોગી· તે સંજ્ઞિપંચેંદ્રિય. ૨ વચનયોગી· તે બેઇંદ્રિયાદિક ૩ કાયયોગી તે સર્વ સંસારી એ ત્રણ ભેદે યોગમાર્ગણા જાણવી ॥૧૦॥

**वेअ नरित्थि-नपुंसा.कसाय कोह-मय- ाय-लोभत्ति.।**
**मइ-सुअ-ऽवहि-मण-केवल-विभंग- इ-सुअ-ऽनाण**
**ा-ऽऽगारा. ॥ ११ ॥**

શબ્દાર્થ —વેઅ=વેદ, નર=પુરુષ, ઇત્થિ=સ્ત્રી, નપુંસા=નપુંસક, નરિત્થિ-નપુંસા=પુરુષ, સ્ત્રી અને નપુંસક વેદ, કસાય=કષાય, કોહ=ક્રોધ, મય=માન, માય=માયા, લોભ=લોભ, ત્તિ=ઇતિ, એમ, મઇ=મતિજ્ઞાન, સુઅ=શ્રુતજ્ઞાન, અવહિ=અવધિજ્ઞાન, મણ=મન·પર્યવજ્ઞાન, કેવલ=કેવલજ્ઞાન, વિભંગ=વિભંગ, મતિ=મતિ, સુઅ=શ્રુત અ-નાણ=અજ્ઞાન. વિભંગ-મઈ-સુઅ-ऽ-નાણ=વિભંગ-મતિ અને શ્રુત અજ્ઞાન સા-ऽऽગારા=સાકર ઉપયોગો. ॥ ૧૧ ॥

**ગાથાર્થ:**

**પુરુષ· સ્ત્રી અને નપુંસક એ ત્રણ વેદ**
**ક્રોધ· માન· માયા· અને લોભ: એ કષાયો**
**તથા મતિ: શ્રુત· અવધિ મન·પર્યવ કેવલ· તથા વિભંગ: મતિ અને શ્રુત: અજ્ઞાન: એમ સાકારોપયોગ રૂપ જ્ઞાન ॥ ૧૧ ॥**

**વિશેષાર્થ:**—હવે, ત્રણભેદે **વેદમાર્ગણા**—૧ પુરુષવેદી: ૨ સ્ત્રીવેદી: ૩ નપુંસકવેદી

હવે ચાર ભેદે **કસાયમાર્ગણા**—૧ ક્રોધ કષાયી ૨ માનકષાયી: ૩ માયાકષાયી: ૪ લોભકષાયી

હવે, **જ્ઞાનમાર્ગણા** કહે છે—૧ મતિજ્ઞાની. ૨ શ્રુતજ્ઞાની: ૩ અવધિજ્ઞાની: ૪ મન પર્યવજ્ઞાની ૫ કેવલજ્ઞાની ૬ વિભંગ જ્ઞાની ૭ મતિઅજ્ઞાની: ૮ શ્રુતઅજ્ઞાની મિથ્યાત્વપ કે મલિન તે અજ્ઞાન

જ્ઞાન તે વિશેષોપયોગ, માટે સાકારોપયોગ કહીએ અને આગળ દર્શન કહેશે, તે, સામાન્યોપયોગ માટે અનાકારોપયોગ કહીએ

ઈહાં સંસાર માંહે સર્વ વસ્તુનું જાણવું, તે બે ભેદે હોય સામાન્યપણે અને વિશેષ પણે તિહાં-સામાન્યપણે વૃક્ષમાત્ર દીઠું, તે અનાકાર દર્શન કહીએ અને તે તાલ તમાલાદિક વિશેષપણે ધારવું, તે સાકારજ્ઞાન કહીએ

એ આઠ જ્ઞાન માંહે સર્વ જીવ આવ્યા ॥ ૧૧ ॥

सामाइअ-छेअ-परिहार-सुहुम-अहक्खाय-देश-जय-अ-जया
चक्खु-अ-चक्खु-ओही-केवल-दंसण-अणा-ऽऽगारा ॥१२॥

સામાઇઅ=સામાયિક ચારિત્ર છેઅ=છેદોપસ્થાપનીય પરિહાર=પરિહાર-વિશુદ્ધિ સુહુમ=સૂક્ષ્મ સંપરાય. અહક્ખાય=યથાખ્યાત. દેસ-જય=દેશવિરત અજયા = અવિરતિ ચક્ખુ = ચક્ષુદર્શન અચક્ખુ=અચક્ષુ દર્શન ઓહી= અવધિ દર્શન. કેવલ-દંસણ=કેવળદર્શન અણા-ઽઽગારા=અનાકારોપયોગ ॥ ૧૨ ॥

## ગાથાર્થ

સામાયિકઃ છેદોપસ્થાપનીય પરિહાર વિશુધ્ધિઃ સુક્ષ્મ સંપરાય યથાખ્યાત· દેશવિરતિ; અવિરતિ·

ચક્ષુઃ અચક્ષુ અવધિ અને કેવળ અનાકારોયોગરૂપ દર્શનો છે. ॥૧૨॥

વિશેપાર્થ—૧ હવે સાત ભેદે સંયમ માર્ગણા કહે છે .—સામાયિક સંયમી ૨ છેદોપસ્થાપનીય સંયમી. ૩ પરિહાર વિશુદ્ધિ સયમીઃ ૪ સૂક્ષ્મ સંપરાય સયમીઃ ૫ યથાખ્યાત સયમી ૬. દેશ સયમી, ને દેશ વિરતિ ૭ અસયમી, ને અવિરતિ એ સાત ભેદે સંયમમાર્ગણા જાણવી

હવે એનું વિવેચન કહે છે —સમભાવ તે રાગદ્વેષ રહિતપણું. તેનો આય–લાભ છે, જ્યાં. તે–સામાયિક કહીએ તે સામાયિક બે ભેદે છે. ૧. ઈત્વરિક, ૨. યાવત્કથિક

તિહાં, શ્રી ઋષભ અને વીર તીર્થે દીક્ષાના દિવસે સામાયિક ચારિત્ર ઉચ્ચરે, ને ઉપસ્થાપના લગેજ રહે. તે માટે ઈત્વરિક કહીએ, અને બાવીસ તીર્થંકરના વારે તથા મહાવિદેહક્ષેત્રમાં દીક્ષાના દિવસે સામાયિક ઉચ્ચરે. તે યાવજ્જીવ લગે રહે તે યાવત્કથિક કહીએ

દીક્ષા પછી યોગોદ્વહન બાદ, ફરી ઉપસ્થાપના કરતાં પૂર્વ પર્યાયોનો છેદ કરે, ત્યારે. તથા, તીર્થથકી અન્ય તીર્થે સંક્રમણ કરે ત્યારે. જેમ, **શ્રી પાર્શ્વનાથના** સાધુ કેશી: **ગાંગેય:** પ્રમુખે શ્રી વીરના શાસનમાં આવી પંચ મહાવ્રત ઉચ્ચરી, પૂર્વ પર્યાય છેદીને, નવો પર્યાય ગ્રહ્યો. એ **નિરતિચાર** કહીએ.

એ **છેદોપસ્થાપનીય** ચારિત્ર **ભરત ઐરવત:** ક્ષેત્રે પહેલા અને છેલ્લા જિનને વારેજ હોય

પરિહાર તે તપવિશેષ તેણે કરીને વિશુદ્ધિ છે, જે ચારિત્રને વિષે તે **પરિહાર વિશુદ્ધિ** કહીએ

તે બે ભેદે :—૧ નિર્વિશમાન, ૨ નિર્વિષ્ટકાયિક:

તિહાં, ચારિત્રના ધારણહાર, તે **નિર્વિશમાન** અને તે ચારિત્રિયાની સેવાના કરનાર, તે **નિર્વિષ્ટકાયિક:** કહીએ.

તે કેમ ?

ઈહાં નવજણા ઉત્કૃષ્ટ પરિણામી વજ્રઋષભનારાચ સંઘયણવંત જઘન્યથી ઓગણત્રીસ વરસના ગૃહસ્થ પર્યાયવંત: અને વીસ વરસના દીક્ષા પર્યાયવંત, ઉત્કૃષ્ટા દેશેઉણી પૂર્વકોડી વર્ષના પર્યાયવાળા . ગચ્છથી જુદા નીકળે. તે ગચ્છ થાપે તિહાં, એક વાચનાચાર્ય અને ચાર નિર્વિશમાન. તે વિશેષ તપના કરનાર અને ચાર તેના અનુચારી: હોય.

તિહાં, **નિર્વિશમાન**—તે ઉન્હાળે—જઘન્ય—ચતુર્થ: મધ્યમ—છઠ્ઠ: ઉત્કૃષ્ટો-અઠ્ઠમ. કરે. શિયાળે—જઘન્ય છઠ્ઠ: મધ્યમ—અઠ્ઠમ અને ઉત્કૃષ્ટો—દશમ કરે વર્ષાકાળે જઘન્ય—અઠ્ઠમ. મધ્યમ—દસમ ઉત્કૃષ્ટો—દુવાલસ ભક્ત: કરે. પારણે અભિગ્રહ સહિત આંબિલ કરે. અને તેના સેવક તે નિત્યે આંબિલ કરે

એમ છ માસ લગે કરે.

અને પછી, પરિહારિક તે અનુચર થાય અને **અનુચર:** તે પરિહારિક થાય એમ છ માસ લગે તે તપ કરે.

ત્યાર પછી, વાચનાચાર્ય તે પ્રકારે તપ કરે. અને આઠમાંથી એકને વાચનાચાર્ય થાપે અને છ માસ લગે સાત સેવાકારી થાય

એમ અઢાર માસે એ તપ પૂર્ણ થયે, વળી, ફરી એજ તપ આદરે, કે જિનકલ્પ આદરે, અથવા ગચ્છમાં આવે.

એ ચારિત્રિયા તીર્થંકરના શિષ્ય : અથવા શિષ્યના શિષ્યઃ હોય, પણ પાછળના ન હોય

સૂક્ષ્મ-અંશમાત્ર છે સંપરાય-કષાયઃ જ્યાં, તે-સૂક્ષ્મ સંપરાય ચારિત્ર.

તે, બે ભેદઃ-સંક્લિશ્યમાનઃ વિશુધ્યમાનઃ ઉપશમ શ્રેણિથી પડતા સંક્લિશ્યમાન હોય, અને શ્રેણિ ચડતાં વિશુધ્યમાન હોય.

યથા-યથાતથ્યપણે કરીને કષાય રહિતપણા માટે ખ્યાત-પ્રસિદ્ધ. તે યથાખ્યાત ચારિત્ર.

તે બે ભેદઃ—છદ્મસ્થ અને કેવળીઃ છદ્મસ્થ બે ભેદ-૧ ઉપશાંતમોહઃ ૨ ક્ષીણમોહઃ

કેવળી બે ભેદઃ ૧ સયોગીઃ ૨ અયોગીઃ

૬· નિરપરાધિ ત્રસજીવનો સંકલ્પીને નિરપેક્ષપણે વધ ન કરે, તે દેશયતિ-દેશવિરતિ કહીએ. પાંચમે ગુણઠાણે વર્તતાં, વીસ વિશ્વા જીવદયાવંત સાધુ ધર્મની અપેક્ષાએ શ્રાવકને સવા વિશ્વાના દયા હોય, માટે દેશ સંયતઃ—

૧ ચક્ષુદર્શનીઃ ૨ અચક્ષુદર્શની ૩ અવધિદર્શનીઃ ૪ કેવલદર્શનીઃ એ ચાર. ભેદે દર્શનમાર્ગણા. સામાન્ય એટલે નથી વિશિષ્ટ—વ્યકત—આકાર-જ્યાં, તે **અનાકારોપયોગ** કહીએ. તે દર્શન જાણવું. ॥ ૧૨ ॥

## किण्हा निला काउ तेउ पम्हा य सुक्क. भव्विअरा.
## वेअग-खइगुवसम-मिच्छ-मीस-सासाण. सन्निअरे. ॥१३॥

કિણ્હા=કૃષ્ણ લેશ્યા નિલા=નિલલેશ્યા કાઉ=કાપોતલેશ્યા તેઉ=તેજો-લેશ્યા પમ્હા=પદ્મ લેશ્યા સુક્ક=શુકલ લેશ્યા ભવ્વ=ભવ્ય ઇઅરા = ઇતર, અભવ્ય ભવ્વિઅરા=ભવ્ય અને ઇતર તે અભવ્ય વેઅગ=વેદક સમ્યકત્વ ખઇઅ=ક્ષાયિક સમ્યકત્વ ઉવસમ=ઔપશમિક સમ્યક્ત્વ મિચ્છ=મિથ્યાત્વ મિસ=મિશ્ર સાસાણ=સાસ્વાદન સમ્યક્ત્વ સન્નિ=સજ્ઞિ ઇઅરે=અસજ્ઞિ સન્નિ-યરે=સંજ્ઞિ અને ઇતર તે અસંજ્ઞિ ૧૩

### ગાથાર્થ

**કૃષ્ણા· નીલા કાપોતા તેજો· પદ્મા: અને શુકલાઃ એ લેશ્યા છે.**
**ભવ્ય· અને ઇતરઃ એટલે અભવ્ય-**
**વેદકઃ ક્ષાયિકઃ ઉપશમ· મિથ્યાત્વઃ મિશ્રઃ સાસ્વાદન**
**સંજ્ઞિ· અને ઇતર· એટલે અસજ્ઞિ· ॥૧૩॥**

**વિશેષાર્થ**.—૧ કૃષ્ણ લેશ્યાઃ ૨ નિલ લેશ્યાઃ ૩ કાપોત લેશ્યાઃ ૪ તેજો લેશ્યાઃ ૫ પદ્મ લેશ્યાઃ અને ૬ શુક્લ લેશ્યાઃ એ **લેશ્યામાર્ગણા.**

૧ ભવ્યઃ ૨ અભવ્યઃ એ **ભવ્ય માર્ગણા.**

૧ સમ્યક્ત્વના પુદ્ગલવેદે, તે **વેદક**—**ક્ષાયોપશમિક સમ્યક્ત્વ.**

૨ ત્રણેય દર્શન મોહનીયનો ક્ષયકરે, તે **ક્ષાયિક.**

૩ ઉદીર્ણ મિથ્યાત્વનો ક્ષય થયે, અને અનુદીર્ણનો ઉપશમ થયે જેમાં પ્રદેશવેદનઃ અને વિપાકવેદનઃ ન હોય, તે **ઔપશમિક સમ્યક્ત્વ.**

તે બે ભેદે—૧ ગ્રંથિભેદ સંભવ અને ૨ ઉપશમ શ્રેણિ સંભવઃ એ ત્રીજું

૪ અશુદ્ધ પુદ્ગલરૂપ—અવળીમતીમંત, તે **મિથ્યાત્વ**

૫ અર્દ્ધશુદ્ધ—પુદ્ગલદલિક **તે મિશ્ર**

ઇહાં, ત્રણ સમ્યક્‌ત્વને વિષે જીવના ભેદ ૨: કહ્યા. પણ ઔપશમિક સમ્યક્‌ત્વને વિષે અપર્યાપ્તો સંજ્ઞી પચેંદ્રિય કેમ હોય? **ટીકાકારે** લખ્યુ છે, જે—

"ઉપશમ સમ્યક્‌ત્વવત મરીને અનુત્તર વિમાને જાય, ત્યાં અપર્યાપ્તપણે ઔપશમિક સમ્યક્‌ત્વ હોય, પછી ક્ષાયોપશમિક પામે."
પણ વળી, **ટીકામાં** કહ્યું છે.—

"ઔપશમિક સમ્યકત્વી મરે નહીં, તેમ આયુ ન બાંધે".

ત્યારે તે અપર્યાપ્તો કેમ હોય?

તથા વળી, **અન્ય ગ્રંથે** કહ્યું છે, જે–"ઉપશમ શ્રેણિથી ઉપશમ સમ્યક્‌ત્વી' તે અદ્ધા–કાળ ક્ષયે જ પડે. અને ભવક્ષયે મરે, તે ક્ષાયિક જ હોય. તે (સમ્યક્‌ત્વી) મરીને અનુત્તર વિમાને જાય"

**यत:**

**उवसम-सेढिं पत्ता मरंति उवसम-गुणे जे सत्ता ॥**
**ते लव-सत्तम-देवा सव्व-ऽट्ठे खय-सम्मत्त- आ ॥१॥**

[**અર્થ**—ઉપશ્રેણિએ પહોંચેલા જો ઉપશમ ગુણસ્થાનકે મરે તો લવસપ્તમ દેવો ક્ષાયિક સમકિત સહિત હોય, તો સર્વાર્થ સિદ્ધમાં જાય.]

ઈહાં ઘણુ વિચારવા યોગ્ય છે ॥૧૪॥

## तमऽसन्नि-अ-पज्ज-जुयं, नरे-स-बायर-अ-पज्ज तेऊए.
## थावर-इगिंदि पढमा चउ, बार अ-सन्नि-दु-दु विगले.
## ॥ १५ ॥

શબ્દાર્થ—ત=તે, અ-સન્નિ=અસત્ની, અ પજ્જ=લબ્ધિ અપર્યાપ્તા, જુઅ=યુક્ત-સહિત, નરે=મનુષ્યગતિને વિષે, સ-બાયર-અ-પજ્જ=બાદર એકેદ્રિય અપર્યાપ્તા સહિત, તેઉએ=તેજો લસ્યામા, થાવર=સ્થાવ (પાચ)મા, ઇગિંદિ=એકેન્દ્રિયમા, પઢમા=પહેલા, ચઉ=ચાર, બાર=પ્રથમના બાર, અસન્નિ=અસ ગ્નીમાં, દુ–દુ=બે બે, વિગલે=પ્રત્યેક વિકલેંદ્રિયમા ॥ ૧૫ ॥

**ગાથાર્થ:**

અપર્યાપ્તા અસંજ્ઞિ: સહિત તે [બે] મનુષ્યમાં.
બાદર એકેદ્રિય અપર્યાપ્ત સહિત તે [બે] તેજો લેશ્યામાં.
સ્થાવરો: અને એકેદ્રિયમાં પહેલા ચાર
અસગ્નીમાં પહેલા બાર
વિકલેંદ્રિયમાં પછીના બબ્બે. ॥ ૧૫ ॥

### ગાથાર્થ

**ત્રસમાં છેલ્લા દશ.**

**અવિરતિ આહારી: તિર્યંચગતિ· કાય·કસાય બે અજ્ઞાન. પ્રથમની ત્રણ લેશ્યા· ભવ્ય અને ઇતર અભવ્ય: અચક્ષુ· નપુંસક: ને મિથ્યાત્વ:માં સર્વ જીવ સ્થાનો હોય જ. ॥૧૬॥**

**વિશેષાર્થ:**—ત્રસકાયને વિષે છેલ્લા દસ જીવ ભેદ હોય.—બેઇન્દ્રિય ૧: તેઇન્દ્રિય ૨ ચૌરિન્દ્રિય ૩ અસંજ્ઞિ પંચેંદ્રિય ૪: સંજ્ઞિ પંચેદ્રિય ૫· તે પર્યાપ્તા· અપર્યાપ્તા: એવ ૧૦

અસંયત—અવિરતિ ૧. આહારી ૨: તિર્યંચગતિ ૩: કાયયોગી ૪ ચારે કષાયી ૮. મતિ અજ્ઞાની ૯ શ્રુત અજ્ઞાની ૧૦: પહેલી ત્રણ લેશ્યા કૃષ્ણ, નીલ, કાપોત ૧૩. ભવ્ય ૧૪· ઈતર, તે અભવ્ય ૧૫: અચક્ષુદર્શની ૧૬ નપુસક વેદી ૧૭: અને મિથ્યાત્વી ૧૮: એ અઢાર બોલને વિષે જીવના સર્વે ભેદ હોય ॥ ૧૬ ॥

## पज्ज-स ी केवल-दुगे संयम-मण-नाण-देस-मण-मीसे.।
## पण चरिम पज्ज वयणे. तिय व पज्जिअर चक्खुमि. ॥ ॥१७॥

પજ્જ—સન્ની=પર્યાપ્તાસંજ્ઞી, કેવલ—દુગે=કેવળ જ્ઞાન તથા કેવળ દર્શન એ બેમા, સંયમ=સંયમ માર્ગણાએ, મણ—નાણ=મન પર્યવ જ્ઞાનમાં, દેસ=દેશ વિરતિમા મણ= મનયોગે, મીસે=મિશ્ર દ્રષ્ટિ માર્ગણાએ, પણ=પાંચ, ચરિમ=છેલ્લા, પજ્જ=પર્યાપ્તા, વયણે=વચન માર્ગણા વિષે, તિય=ત્રણ, છ=૭, વ=અથવા, પજ્જ=પર્યાપ્તા, ઇતર=અપર્યાપ્તા, ચક્ખુમિ=ચક્ષુ દર્શન માર્ગણાએ. ॥ ૧૭ ॥

### ગાથાર્થ

**કેવલદ્વિક સંયમ મન:પર્યવજ્ઞાન· દેશવિરતિ· મનોયોગ: અને મિશ્ર સમ્યક્ત્વમાં· પર્યાપ્તા સંજ્ઞી હોય.**

**વચન યોગમાં છેલ્લા પાંચ પર્યાપ્તા,**

**ચક્ષુ દર્શનમાં છેલ્લા ત્રણ પર્યાપ્તા અથવા છ: છેલ્લા ત્રણ પર્યાપ્તા· અને અપર્યાપ્તા ॥૧૭॥**

**વિશેષાર્થ**—કેવળજ્ઞાની ૧ કેવળદર્શની ૨ પાંચ સંયમી—ચારિત્રિયા ૭ મન પર્યવજ્ઞાની ૮ દેશ વિરતિ ૯. મનોયોગી ૧૦: અને મિશ્ર દ્દષ્ટિ એ અગ્યાર બોલને વિષે સંજ્ઞી પંચેદ્રિય પર્યાપ્તાનો એકજ ભેદ હોય છે

અને સંજ્ઞીપર્યાપ્તો કેવળી સમુદ્‌ઘાતે અણાહારી હોય, માટે.

સૂક્ષ્મ એકેંદ્રિય અપર્યાપ્તા વિના તેજ સાતભેદ સાસ્વાદન સમ્યક્ત્વીને વિષે હોય. સૂક્ષ્મ એકેંદ્રિય તે અતિ સંકિલષ્ટ પરિણામી છે, તે માટે તેમાં સાસ્વાદની ન ઉપજે.

એ ૬૨ માર્ગણાસ્થાનકને વિષે જીવ સ્થાનક કહ્યાં.

હવે, ૬૨. માર્ગણાને વિષે ગુણઠાણાં કહીએ છીએ. ॥૧૮॥

## ૨ માર્ગણા ને વિષે ગુણસ્થાનક.

**पण-तिरि-चउसुर निरये,नरसन्नि-पणिंदि-भव्व-तसि-सव्वे**
**इग-विगल-भू-दग-वणे, दुदु,एगं गइ-तस-अ-भव्वे ॥१९॥**

### શબ્દાર્થ

પણ=પાચ તિરિ=તિર્યંચ ગતિને વિષે ચઉ=ચાર (ગુણઠાણ) સુર નિરએ =દેવતા અને નારકીને વિષેહોય નર=મનુષ્યગતિ સન્નિ=સંજ્ઞી પણિંદિ=પચેદ્રિય ભવ્વ= ભવ્ય તસિ=ત્રસકાય સવ્વે=સર્વ ઇગ=એકેદ્રિય વિગલ=વિકલેદ્રિય ભૂ=પૃથ્વીકાય દગ=અપકાય વણ=વનસ્પતિ દુ-દુએ-બે એગ=એક ગુણઠાણુ ગઇતસ=ગતિત્રસ અ-ભવ્વે=અભવ્યને વિષે.

### ગાથાર્થ

**તિર્યંચગતિમાં પાંચ, દેવ અને નારકમાં ચાર, મનુષ્ય: સંજ્ઞી· પચિદ્રિય ભવ્ય અને ત્રસનાં સર્વે. એકેદ્રિય વિકલેંદ્રિય· પૃથ્વીકાય: અપકાય· વનસ્પતિકાયમાં બબ્બે; ગતિત્રસ· અને અભવ્યમાં એક ગુણઠાણું હોય. ॥૧૯॥**

વિશેષાર્થ—દેશવિરતિલગે પ્રથમનાં પાંચ ગુણઠાણા તિર્યંચ ગતિને વિષે હોય,

પુરિલાં ચારગુણઠાણાં દેવગતિ, નરકગતિને વિષે હોય તેઓ અવિરતિ છે, માટે,

મનુષ્યગતિ: સંજ્ઞીપચેદ્રિય· ભવ્ય ત્રસકાય. એ પાંચને વિષે સર્વે (૧૪) ગુણઠાણાં હોય.

એકેંદ્રિય વિકલેંદ્રિય, તે ૨ બેઈદ્રિય ૩ તેઈદ્રિય,–૪ ચૌરિદ્રિય ૫ પૃથ્વીકાય, ૬ અપકાય, ૭ વનસ્પતિકાય, એસાતને વિષે મિથ્યાત્વ અને સાસ્વાદન એ બે ગુણઠાણા હોય,

ગતિત્રસ, તે–તેઉકાય ૧ વાયુકાય ૨ અને અભવ્ય એ ત્રણને વિષે

લેશ છે, તે માટે નિશ્ચે અજ્ઞાન ન કહીએ."

તથા સિધ્ધાન્તે તો અજ્ઞાનીને એકજ ગુણઠાણું કહ્યું છે, સાસ્વાદન તો સમ્યકત્વ છે, ત્યાં તો જ્ઞાન કહ્યુ છે પછીતો બહુશ્રુત કહે તે ખરૂં

અચક્ષુ દર્શની ૧ ચક્ષુદર્શની ૨ એ બેને વિષે, ક્ષીણમોહ સુધીનાં પહેલાં બાર ગુણઠાણાં હોય,

યથાખ્યાત ચારિત્રને વિષે અગ્યારમાંથી ચૌદમાલગે છેલ્લાં ચાર [ ૪ ] ગુણઠાણાં હોય. ॥૨૦॥

**ण-नाणि सग जया-ऽऽइ, समइअ-ेअचउ-दुन्नि परिहारे**
**केवल-दुगि दो चरिमा, ऽ-जया-ऽऽइ नव म -सुअओहि-दुगे. ॥२१॥**

શબ્દાર્થ

મણુ-નાણિ = મન પર્યવ જ્ઞાનને વિષે સગ = સાત જયા-ડડઈ = પ્રમત્તાદિ સમઇઅ-છેઅ=સામાયિક અને છેદાપસ્થાપનીયમા ચઉ=ચાર દુન્નિ=બે પરિહારે=પરિહાર વિશુદ્ધિ ચારિત્રે કેવલ-દુગિ=કેવળદ્વિકે દો=બે ચરિમા=છેલ્લા અ-જયાડડઇ નવ=અવિરતિ આદિ નવ મઇ-સુઅઓહિ-દુગે=મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અને અવધિદ્વિકને વિષે

ગાથાર્થ

**મન· પર્યવજ્ઞાને પ્રમત્તાદિ સાત. સામાયિક અને છેદોપસ્થાપનીય ચારિત્રે ચાર. કેવળદ્વિકે છેલ્લાં બે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિદ્વિકે અવિરતિ આદિ નવ ગુણઠાણાં ॥૨૧॥**

વિશેષાર્થ—મન પર્યવજ્ઞાનીને વિષે પ્રમત સયતથી માંડીને બારમા લગે સાત ગુણઠાણાં હોય.

સામાયિક ૧: છેદોપસ્થાપનીય ચારિત્ર ૨: એ બેને વિષે પ્રમત્તાદિક ચાર

**તેર ગુણઠાણાં હોય ॥૨૨॥**

**વિશેષાર્થ:**—ઉપશમસમ્યકત્વિને ચોથાથી અગ્યારમા લગે આઠ ગુણઠાણાં હોય

વેદક: તે ક્ષયોપશમ સમ્યકત્વ: તેને ચોથાથી સાત લગે ચાર ગુણઠાણાં હોય.

ક્ષાયિક સમ્યકત્વીને ચોથાથી ચોદમા લગે અગ્યાર ગુણઠાણાં હોય

મિથ્યાત્વી ને મિથ્યાત્વ ગુણઠાણુ

સાસ્વાદન સમ્યકત્વિને સાસ્વાદન ગુણઠાણુ

મિશ્રદૃષ્ટિને મિશ્ર ગુણઠાણુ

દેશવિરતિને દેશવિરતિ ગુણઠાણુ

સૂક્ષ્મસંપરાય ચારિત્રિયાને સૂક્ષ્મસંપરાય ગુણઠાણુ

એ રીતે એ પાંચેયને સ્વસ્થાન. તે પોતપોતાનુ એકેક ગુણઠાણુ હોય

મનયોગી ૧. વચનયોગી ૨. કાયયોગી ૩ આહારી ૪: અને શુકલ લેશ્યાવંત ૫. એ પાંચને તેર ગુણઠાણાં હોય

ચૌદમે ગુણઠાણે તો અયોગી અલેશી હોય ॥૨૨॥

**अ-सन्नि प म-दुगं, पढम-ति-लेसासु छच्च दुसु सत्त,**
**पढमंतिम-दुग -जया, अणहारे मग्गणासु गुणा ॥२३॥**

શબ્દાર્થ.

અસન્નિસુ=અસંજ્ઞીમાર્ગણાએ પઢમ-દુગ=પહેલા બે પઢમ-તિલેસાસુ=પહેલી ત્રણ લેશ્યાએ છચ્ચ=૭ દુસુ=તે પછીની બે લેશ્યાએ સત્ત=સાત પઢમ=પહેલા અંતિમ=છેલ્લા દુગ=બે અજયા=અવિરતિ પઢમતિમ દુગ-અ-જયા= પહેલા અને છેલ્લા બબ્બે અવિરત સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક અણહારે=અનાહારકમાર્ગણાએ મગ્ગણાસુ=માર્ગણાઓને વિષે ગુણા=ગુણઠાણા

ગાથાર્થ

અસંજ્ઞીને પહેલાં બે.

પહેલી ત્રણ લેશ્યાએ છ. બે લેશ્યાએ સાત.

અનાહારક માર્ગણાએ પહેલાં બે, છેલ્લાં બે અને અવિરતિ.

માર્ગણાને વિષે ગુણઠાણાં કહ્યાં ॥ ૨૩ ॥

વિશેષાર્થ—અસંજ્ઞીને વિષે પહેલાં બે ગુણઠાણાં હોય.

પહેલી ૩. કૃષ્ણ ૧: નીલ ૨: કપોત ૩: લેશ્યાને વિષે પહેલાં ૭ ગુણઠાણાં હોય.

પ્રશ્નઃ—ત્રીજે કર્મગ્રંથે ૪ કહ્યાં, અને ઈહાં ૭ કહ્યાં તે શું?

ઉત્તરઃ—પૂર્વે પામેલા પાંચમા છઠ્ઠા ગુણઠાણાવંતને કૃષ્ણાદિક ત્રણ લેશ્યા આવે પણ કૃષ્ણાદિક ત્રણ લેશ્યાવંત પાંચમું: છઠ્ઠું: ગુણઠાણું ન પામે તે માટે વિરોધ નહિ

યતઃ—सम्मत्त-सुअं सव्वासु लहइ. सुद्धासु तिसु य चारित्तं. । पुव्वडि ओ पुण अन्नयरीए उ लेसाए ॥१॥

સમ્યકત્વ સામયિક. શ્રુત સામાયિક' સર્વ લેશ્યામાં હોય. અને ચારિત્ર' ત્રણ શુધ્ધ લેશ્યા તેજો પદ્મ' અને શુક્લને વિષે પ્રાપ્ત થાય છે. વળી પૂર્વ પ્રતિપન્ન (સમ્યકત્વાદિ સમાયિકઃ શ્રુત સામાયિક દેશ વિરતિ સામાયિક સર્વવિરતિ ચારિત્ર સામાયિક એ પૂર્વે પ્રાપ્ત થયા હોય, તેવો જીવ છ માંથી ગમે તે લેશ્યાએ હોય.

૧ તેજો લેશ્યા. ૨ પદ્મ લેશ્યા એ બે લેશ્યાને ૭ ગુણઠાણા હોય. પહેલા બે; છેલ્લા બે અને ચોથું અવિરતિ સમ્યગ દૃષ્ટિઃ એ પાંચ ગુણઠાણા અણાહારીને હોય

ત્યાં પહેલું બીજું અને ચોથું ગુણઠાણુ, વિગ્રહગતિએ હોય તેરમું કેવળી સમુદઘાતે, અને ચાૈદમુ તો અણાહારીજ છે

એ ૬૨ માર્ગણાને વિષે ગુણઠાણા કહ્યા ॥ ૨૩ ॥

## માર્ગણાને વિષે ૧૫ યોગ.

सच्चेअर-मीस अ-सच्च-मोस-मण-वय विउव्वि-आहारा
उरलं मीसा कम्मण. इअ जोगा कम्म अणहारे ॥२४॥

શબ્દાર્થ

સચ્ચ=સત્ય ઇઅર=અસત્ય મીસ=મિશ્ર [ સત્યાસત્ય ] અસચ્ચ મોસ= અસત્યામૃષા મણુ=મનોયોગ વય=વચનયોગી સચ્ચેયર-મીસ-અ-સ-ચ્ચમોસ-મણુ-વય=સત્ય ઇતર મિશ્ર અને અસત્ય અમૃષા મન અને વચનયોગ વિઉવિ=વૈક્રિયઆહારા= આહારક ઉરલં=ઔદારિક મીસા=મીશ્ર કમ્મણુ=કાર્મણુ ઇઅ=એમએ જોગા=યોગો કમ્મ=કાર્મણુ યોગ. અણુહારે=અનાહારી માર્ગણાએ (૨૪)

ગાથાર્થ

**સત્ય અસત્ય મિશ્ર· અને અસત્યામૃષા· મન અને વચનયોગ. વૈક્રિયઃ આહારક, ઔદારિકઃ મિશ્ર અને કાર્મણુ એ યોગો છે. અણુહારી માર્ગણાએ કાર્મણ કાયયોગ છે. ॥ ૨૪ ॥**

વિશેષાર્થ—૧ સત્ય મનોયોગ ૨· અસત્યમનોયોગઃ ૩ સત્યાસત્યમનોયોગઃ ૪ અસત્યામૃષામનોયોગઃ એ ચ્યાર મનનાયોગઃ

૫ સત્યવચનયોગ ૬ અસત્યવચનયોગઃ ૭ સત્યાસત્યવચનયોગ ૮ અસત્યામૃષાવચનયોગઃ એ ચ્યાર વચનના યોગ એવં આઠ.

૯ વૈક્રીય કાયયોગ ૧૦ આહારક કાયયોગ. ૧૦ ઔદારિક કાયયોગ; એ ત્રણના મિશ્રઃ તે ૧૨ વૈક્રીયમિશ્રકાયયોગ '૧૩ આહારકમિશ્ર કાયયોગ ૧૪ ઔદારિક મિશ્ર કાયયોગ અને ૧૫ કાર્મણ કાયયોગ એ ૫દર યોગો જાણવા

યોગ તે આત્માનો વીર્ય—વ્યાપાર, સ્ફુરણાદિક

અણાહારી માર્ગણાએ એક કાર્મણ કાયયોગ હોય.

વિગ્રહગતિએ ૧–૨–૩ સમયે વર્તતા. અને કેવલીસમુદ્ઘાતે ૩–૪–૫ માસમયે વર્તતા જીવો અણાહારી હોય છે ॥ ૨૪ ॥

**नर-गइ-पणिंदि-तसतणु-अ-चक्खु-नर-नपुं-कसाय-सम्मदुगे-सन्नि-छ-लेसा-ऽऽहारग-भव-मइ-सुअ-ओहि दुगि सव्वे ॥२५॥**

શબ્દાર્થ

નરગઇ=મનુષ્યગતિ પણિંદિ=પચેદ્રિય તસ =ત્રસકાય તણુ=કાય યોગ અચક્ખુ=અચક્ષુ દર્શન નર=પુરુષવેદ નપુ=નપુસક વેદ કસાય=કષાય સમ્મ-દુગે=સમ્યક્ત્વદ્વિકે, સન્નિ=સન્ની છલેસા=છ લેશ્યા આહારગ=આહારક ભવ=ભવ્ય મઇ=મતિજ્ઞાન સુઅ=શ્રુતજ્ઞાન ઓહિ-દુગિ=અવધિદ્વિકમા સવ્વે =સર્વ બધા ॥૨૫॥

## ગાથાર્થ

**મનુષ્ય ગતિઃ પંચેંદ્રિય જાતિઃ ત્રસકાયઃ કાયયોગ અચક્ષુ દર્શન પુરુષ વેદઃ નપુંસક વેદઃ કષાયોઃ સમ્યકત્વદ્વિકઃ સજ્ઞિઃ છ લેશ્યાઃ આહારીઃ ભવ્યઃ મતિજ્ઞાનઃ શ્રુતજ્ઞાનઃ અને અવધિદ્વિકઃ ને વિષે સર્વ યોગો હોય. ॥૨૫॥**

વિશેષાર્થ—૧ મનુષ્ય ગતિ; ૨ પંચેંદ્રિય જાતિઃ ૩ ત્રસકાય; ૪ કાયયોગઃ અચક્ષુ દર્શનઃ ૬ પુરુષ વેદી; ૭ નપુંસક વેદી, ૮–૧૧ ચાર કષાયવાળા; ૧૨ ક્ષાયોપશમિક સમ્યકત્વિઃ ૧૪ સંજ્ઞિ; ૧૫–૨૦ છ લેશ્યાવત; ૨૧ આહારી; ૨૨, ભવ્યઃ ૨૩ મતિજ્ઞાન ૨૪ શ્રુતજ્ઞાનિઃ ૨૫ અવધિજ્ઞાનિઃ અને ૨૬ અવધિદર્શની એ છવીસ માર્ગણા ને વિષે, ૧૫ પંદર યોગ હોય .॥૨૫॥

**तिरि-इत्थि-अ-जय-सासण-अ-नाण-उव -अ-भव्व-मिच्छेसु । तेराऽऽहार-दुगुणा, ते उरल-दुगूण सुरनिरए ॥२६॥**

શબ્દાર્થ—તિરિ=તિર્યંચ ઇત્થિ=સ્ત્રીવેદ અજય=અવિરતિ સાસણ=સાસ્વાદન અનાણ=અજ્ઞાન ઉવસમ=ઔપશમિક સમ્યકત્વ અ-ભવ=અભવ્ય મિચ્છેસુ=મિથ્યાત્વ તિરિ-ઇત્થિ-અ-જય સાસણ-અનાણ-ઉવસમ-અ-ભવ્વ-મિચ્છેસુ=તિર્યંચ સ્ત્રી અવિરત સાસ્વાદન અજ્ઞાન ઉપશમ અભવ્ય અને મિથ્યાત્વમા તેર=તેર આહાર-દુગ=આહારકદ્વિક ઉણા=રહિત આહાર-દુગુણા=આહારક દ્વિક વિના તે=તે ઉરલદુગુણ=ઔદારિક દ્વિક વિના સુર નિર એ=દેવતા અને નારકી ને વિષે ॥૨૬॥

## ગાથાર્થ

**તિર્યંચ, સ્ત્રી, અવિરત સાસ્વાદન અજ્ઞાન ઉપશમ, અભવ્યઃ અને મથ્યાત્વને વિષે, આહારક દ્વિક વિના તેર.**

**દેવતા અને નારકી નેવિષે ઔદારિકદ્વિક વિના તે હોય. ॥૨૬॥**

વિશેષાર્થ—તિર્યંચ ગતિ, સ્ત્રીવેદ, અવિરતિ; સાસ્વાદન સમ્યકત્વિ; મતિજ્ઞાની; શ્રુત અજ્ઞાની; વિભંગજ્ઞાનીઃ ઉપશમ સમ્યકત્વિ; અભવ્ય અને મિથ્યાત્વિ એ દશ દ્વારને વષે આહારક દ્વિક વિના તેર યોગ હોય. એટલે આહારક કાયયોગ અનેઃ આહારક મિશ્ર કાયયોગ; એ બે યોગ ન હોય.

તે મધ્યેથી વળી આદારિક, ઔદારિકમિશ્ર કાયયોગ વિના શેષ અગ્યાર યોગ દેવતા તથા નારકીને વિષે હોય, કારણકે તેમને ઔદારિક શરીર ન હોય.

અહીં ઔપશમિક સમ્યક્ત્વિને તેર યોગ કહ્યા પણ ઔદારિક મિશ્ર, વૈક્રિય મિશ્ર, અને કાર્મણ : એ ત્રણ યોગ ઘટે નહી. કારણકે ઉપશમ સમ્યકત્વવંત થકો મરે નહી. ત્યારે એ ત્રણ યોગ કેમ હોય? જે માટે શેષ દશજ ઘટે

કદાચિત મતાંતરે ઉપશમ શ્રેણીએ ઉપશમ સમ્યક્ત્વિ મરી અનુત્તર વિમાને જાય, તો વૈક્રિય મિશ્ર અને કાર્મણ કાયયોગ પામીએ પણ આદારિક મિશ્ર કાયયોગનું ઠામ તો કયાંઈ લાધે નહી, એ વિચારવા યોગ્ય છે ॥ ૨૬ ॥

**कम्मुरल-दुगं थावरि, ते स-विउव्वि-दुगं पंच इगि पवणे।**
**असन्नि चरिम वइ-जुअ, ते विउव-दुगूण-चउ-विगले.**
**॥ २७ ॥**

### શબ્દાર્થ

કમ્મુરલ-દુગ=કાર્મણ તથા ઔદારિકદ્વિક, થાવરિ=સ્થાવરકાયમા. તે=તે સવિઉવ્વિ-દુગ=વૈક્રીયદ્વિક સહિત પચ=પાચ યોગ, ઈગિ=એકેંદ્રિયને વિષે, પવણે=વાઉકાયને વિષે, છ=૭ અસન્નિ અસંજ્ઞિ ને વિષે ચરિમ=છેલ્લા વઈ=વચનયોગ જુઅ=યુક્ત ચરિમ-વય-જુઅ=છેલ્લા વચન યોગથીયુક્ત કરવાથી, વિઉવદુગૂણ=વૈક્રિયદ્વિકથી ઉણા કરતાં ચઉ=ચાર વિગલે=વિકલેંદ્રીયને વિષે ॥ ૨૭ ॥

### ગાથાર્થ

કાર્મણ અને ઔદારિકદ્વિક. સ્થાવરને વિષે.

તે ત્રણને વૈક્રિયદ્વિક સહિત કરતાં પાંચ યોગ, એકેંદ્રિય અને વાઉકાયને વિષે.

છેલ્લા વચન યોગ સહિત કરતાં છ યોગ અસંજ્ઞિને

ચાર વિકલેંદ્રિયને વિષે હોય. ॥ ૨૭ ॥

यदुकतम्-जीवा उवओग-लक्खणो. इति वचनात् ઉપયોગ છે લક્ષણ જેનું, તે જીવ જાણવો.

૫ જ્ઞાનઃ ૩ અજ્ઞાનઃ એ આઠ સાકાર ઉપયોગ કહેવાય છે ચાર દર્શન તે નિરાકારોપયોગ કહેવાય છે.

૧ મનઃપર્યવજ્ઞાનઃ ૨ કેવળજ્ઞાનઃ ૩ કેવળદર્શનઃ એ ત્રણ વિના શેષ ૯ ઉપયોગ ૧ દેવતા : ૨ નારકીઃ ૩ અસંયત ચારિત્રઃ અને ૪ તિર્યંચઃ એ ચારને વિષે હોય. ॥ ૩૦ ॥

## तस-जोअ-वेअ-सु ।-ऽऽहार-नर-पणिंदि-स -भवि सव्वे।
## नय `अर-पण-लेसा-कसाय दस के ल-दुग ।. ॥ ३१ ॥

### શબ્દાર્થ

તસ=ત્રસકાય જોઅ=યોગ વેઅ=વેદ સુક્ક=શુકલ લેશ્યા આહાર=આહારી નર= મનુષ્ય પણિંદિ=પંચેન્દ્રિય સન્નિ=સંજ્ઞી ભવિ=ભવ્ય તસ-જોઅ-વેઅ-સુકકા-ડડહાર-નર-પણિંદિ-સન્નિ-ભવિ=ત્રસ યોગ વેદ શુકલ આહાર મનુષ્ય પંચેન્દ્રિય સંજ્ઞી અને ભવ્ય માં. સવ્વે=સર્વ નયણ=ચક્ષુદર્શન ઇઅર=ઇતર-અચક્ષુદર્શન પણ-લેસા=પાંચલેશ્યા કસાય=કષાયે નયણેઅર-પણ-લેસા-કસાય=ચક્ષુદર્શન ઇતર-અચક્ષુદર્શન પાચ લેશ્યા અને કષાય માં દશ=દશ કેવલ-દુગુણા=કેવલદ્વિક રહિત. ॥ ૩૧ ॥

### ગાથાર્થ

ત્રસઃયોગઃ વેદ શુકલઃ આહારીઃ મનુષ્ય ગતિઃ પંચેન્દ્રિયઃ સંજ્ઞી અને ભવ્યને વિષે સર્વ હોય. અચક્ષુદર્શન ચક્ષુદર્શનઃ પાંચ લેશ્યા અને કષાય ને વિષે. કેવળદ્વિક રહિત દશ હોય. ॥ ૩૧ ॥

**વિશેષાર્થ**:—૧ ત્રણ કાયઃ ૪ ત્રણ યોગઃ ૭ ત્રણ વેદઃ ૮ શુકલલેશ્યાઃ ૯ આહારીઃ ૧૦ મનુષ્યગતિઃ ૧૧ પંચેન્દ્રિયઃ ૧૨ સંજ્ઞીઃ અને ૧૩ ભવ્યઃ એ તેર માર્ગણાને વિષે બાર ઉપયોગ હોય.

પ્રશ્ન.—૩ વેદને તો ૧૦ ઉપયોગ હોય નવગુણઠાણા લગેજ વેદોદય હોય, તો કેવળદ્વિક કયાંથી હોય ?

ઉત્તરઃ—ગ્રંથકારે વેદને લિંગાકાર માત્રજ વિવક્ષ્યો છે તે માટે તેને કેવળદ્વિક પણ હોય.

જેમ-"इत्थि-लिंग-सिद्धा, पुरिस-लिंग-सिद्धा"

અર્થ: સ્ત્રીલિંગે સિદ્ધ, પુરુષલિંગે સિદ્ધ, તેમ આ પણ જાણવું

૧ ચક્ષુદર્શની: ઈતર તે ૨ અચક્ષુદર્શની: ૭ કૃષ્ણાદિ પાંચ લેશ્યા: ૧૧ અ્યારકષાય: એવ ૧૧ માર્ગણાએ કેવલદ્વિક વિના ૧૦ ઉપયોગ હોય. ॥ ૩૧ ॥

# चउरिंदि असन्नि दु-अनाण-दु-दंस-इग-बि-ति-थावरि अचक्खु
# ति-अनाण दंसण-दुगं अनाण-तिगि अ-भवि मिच्छ दुगे ॥ ३२ ॥

શબ્દાર્થ

ચઉરિંદિ=ચૌરિંદ્રિયમા અ-સન્નિ=અસન્નિમા દુ=બે અન્નાણ=અજ્ઞાન દુ-દંસ=બે દર્શન ઇગ બિ તિ-થવરિ=એકેન્દ્રિય બેઈંદ્રિય તેઇંદ્રિય અને સ્થાવર માં અચક્ખુ=ચક્ષુ વિના તિ-અનાણ=ત્રણ અજ્ઞાન દંસણ-દુગં=બે દર્શન અ નાણ=અજ્ઞાન તિગિ=ત્રણ અ-નાણ-તિગિ=અજ્ઞાન ત્રિકમાં અ-ભવિ=અભવ્યમા મિચ્છ દુગે=મિથ્યાત્વ દ્વિકમા ॥ ૩૨ ॥

ગાથાર્થ

ચૌરિંદ્રિય અને અસંજ્ઞીને વિષે બે અજ્ઞાન: અને બે દર્શન. હોય

એકેંદ્રિય બેઇંદ્રિય તેઇંદ્રિય: અને સ્થાવરકાયને વિષે ચક્ષુદર્શન વિના હોય.

ત્રણ અજ્ઞાન; અભવ્ય; અને મિથ્યાત્વદ્વિકને વિષે ત્રણ અજ્ઞાન: અને બે દર્શન હોય ॥૩૨॥

વિશેષાર્થ:-૧ ચૌરિંદ્રિય.૨ અસંજ્ઞી: એ બેને વિષે બે અજ્ઞાન: તે-મતિ અજ્ઞાન: શ્રુત અજ્ઞાન. અને બે દર્શન તે-ચક્ષુ દર્શન: અને અચક્ષુ દર્શન એ ચાર ઉપયોગ હોય

૧ એકેંદ્રિય ૨ બેઇંદ્રિય. ૩ તેઇંદ્રિય અને ૮ પાંચ સ્થાવર એવં આઠ માર્ગણાને વિષે બે અજ્ઞાન અને એક અચક્ષુ દર્શન એવ ત્રણ ઉપયોગ હોય.

ત્રણ અજ્ઞાનઃ ચક્ષુદર્શનઃ અને અચક્ષુ દર્શનઃ એવં પાંચ ઉપયોગ તે ૩ ત્રણ અજ્ઞાનઃ ૪ અભવ્યઃ ૫ મિથ્યાત્વઃ અને ૬ સાસ્વાદનઃ એ ૭ માર્ગણાને વિષે જાણવા.

અહીઆ પણ સાસ્વાદનીને અજ્ઞાન કહ્યાં. અને સિદ્ધાંતે બે જ્ઞાન કહ્યાં. તે સંદેહ અને વિભગ જ્ઞાનીને અહિયા અવધિદર્શન ન કહ્યું તે પણ સંદેહ છે. ॥૩૨॥

**केवल-दुगे निअ-दुगं. नव ति-अं-नाण-विणु खइअ-अहखाए।**
**दंसण-नाण तिगं देसि मीसि अ- ाण-मीसं ं.॥३३॥**

શબ્દાર્થ

કેવલ-દુગે=કેવલ-દ્વિકે નિઅ-દુગ=નિજ-દ્વિક નવ=નવ તિ=તિ-અ-નાણ-વિણુ =ત્રણ અજ્ઞાન વિના ખઇઅ-અહખાએ=ક્ષાયિક સમકિતે અને યથાખ્યાત ચારિત્રે. દંસણ-નણ-તિગ=દર્શનઃ તથા જ્ઞાનઃ ત્રણ ત્રણ દેસિ=દેશવિરતિ મીસિ=મિશ્ર માર્ગણાએ અ-ન્નાણ-મીસ=અજ્ઞાને કરીને મિશ્ર ત=તે. ॥૩૨॥

ગાથાર્થ

**કેવલદ્વિકે પોતાનું દ્વિક હોય**

**ક્ષાયિક સમ્યકત્વ અને યથાખ્યાત ચારિત્રે ત્રણ અજ્ઞાન વિના નવ ઉપયોગ હોય**

**દેશવિરતિએ ત્રણ દર્શન અને ત્રણ જ્ઞાન હોય.**

**મિશ્ર માર્ગણાને વિષે. તે અજ્ઞાને મિશ્રિત હોય ॥૩૩॥**

**વશેષાર્થ**—કેવળજ્ઞાની અને કેવળ દર્શનીઃ એ બેને વિષે નિજ-દ્વિકઃતે-૧ કેવળ જ્ઞાન. અને કેવળ દર્શન. એ બેજ ઉપયોગ હોય શેષ ૧૦ ઉપયોગ ન હોય. કેવળ જ્ઞાન ઉત્પન્ન થયે બીજા છાદ્મસ્થિક જ્ઞાન રહે નહીં

"नट्ठम्मिअ छाउमत्थिए नाणे"

"છાદ્મસ્થિક જ્ઞાન નષ્ટ થયે છતે કેવળજ્ઞાન થાય"

ત્રણ અજ્ઞાન વિના શેપ ૯ ઉપયોગ ક્ષાયિકસમ્યકિત્વઃ અને યથાખ્યાતચારિત્રીઃ એ બેને વિષે હોય

ત્રણ જ્ઞાનઃ અને ત્રણ દર્શનઃ એ ૭ ઉપયોગ દેશવિરતિને હોય.

મિશ્રદૃષ્ટિને એજ ૭ ઉપયોગ હોય. પણ, ત્રણ જ્ઞાન તે અજ્ઞાને મિશ્રિત હોય; શુદ્ધ ન હોય.

અહિંયાં મિશ્રને અવધિદર્શન કહ્યું, તે સિદ્ધાંતનો અભિપ્રાય લીધો. અન્યથા,

"અ-જયા-ऽऽइ नव मइ-सु ઓહિ-દુગે ૨૧" ત્યાં કર્મગ્રંથકારે અવધિદર્શનને મિશ્રગુણઠાણું. નથી કહ્યું ॥૩૩॥

**मण-नाण-चक्खु-वज्जा अण-हारे. तिन्नि-दंस-चउनाणा।**
**चउ-नाण-संजमोवसम-वेअगे ओहि-दंसे अ. ॥३४॥**

શબ્દાર્થ

મણ-નાણ=મન.પર્યવજ્ઞાન ચક્ખુ=ચક્ષુદર્શન વજ્જા=વર્જીને મણ-નાણ-ચક્ખુ-વજ્જા=મન-પર્યવજ્ઞાન અને ચક્ષુદર્શન વર્જીને અણહારે=અણાહારે તિન્નિ-દંસ-ચઉ-નાણા=ત્રણ દર્શન અને ચાર જ્ઞાન, સંજમ=સંયમ ઉપશમ=ઉપશમસમ્યક્ત્વ, વેઅગે=વેદકસમ્યક્ત્વ ચઉ-નાણ-સંજમોવસમ-વેઅગે=ચાર જ્ઞાન અને સંજમ તથા ઉપશમ સમ્યક્ત્વ.અને વેદકસમ્યક્ત્વે ઓહિ-દંસે=અવધિદર્શને. ॥૩૪॥

ગાથાર્થ

મનઃ પર્યવજ્ઞાન અને ચક્ષુદર્શનઃ એ બે વર્જીને અણાહારીને વિષે હોય.

ચાર જ્ઞાનઃ ચાર સંયમ· ઉપશમ સમ્યક્ત્વ· વેદક સમ્યક્ત્વ અને અવધિ દર્શન·ને વિષે ત્રણ દર્શન અને ચાર જ્ઞાન· હોય. ॥૩૪॥

વિશેષાર્થ·—મનઃ પર્યવજ્ઞાન· અને ચક્ષુદર્શનઃ એ બે વર્જીને શેષ ૧૦ ઉપયોગ અણાહારીને વિષે હોય. વિગ્રહગતિએ તથા કેવલી સમુદ્ઘાતે અયોગી ગુણસ્થાનકે અને સિદ્ધાવસ્થામાં અણાહારી હોય તિહાં મનઃ પર્યવજ્ઞાન અને ચક્ષુદર્શનનો સંભવ નથી, માટે

ત્રણ દર્શન અને ચાર જ્ઞાન. એ પ્રમાણે સાત ઉપયોગઃ તે-૧ મતિજ્ઞાન માર્ગણાએ ૨ શ્રુતજ્ઞાન માર્ગણાએ ૩ અવધિજ્ઞાન માર્ગણાએ ૪ મનઃપર્યવ જ્ઞાન માર્ગણાએ ૫ સામાયિક ચારિત્રેઃ ૬

છેદોપસ્થાપનીય ચારિત્રેઃ ૭ પરિહારવિશુદ્ધિ ચારિત્રેઃ ૮ સૂક્ષ્મસંપરાય ચારિત્રે ૯ ઉપશમ સમ્યકત્વેઃ ૧૦ વેદકઃ તે-ક્ષાયોપશમિક સમ્યકત્વેઃ અને ૧૧ અવધિ દર્શન. એ અગ્યાર માર્ગણાને વિષે હોય. ॥૩૪॥

## दो तेर तेर बारस. मणे कमा-अट्ठ-दु-चउ-चउ-वयणे चउ-दु-पण-तिन्नि-काए, जिअ-गुण जोगो वओगन्ने ॥३५॥

દો=બે તેર=તેર તેર=તેર બારસ=બાર મણે=મન વિષે કમા=અનુક્રમે અટ્ઠ=આઠ ચઉ=ચાર વયણે=વચને પણ=પાચ તિન્નિ=ત્રણ કાએ=કાયયોગે જીઅ=જીવસ્થાન ગુણ= ગુણસ્થાન જોગ=યોગ ઉવઓગ=ઉપયોગ અન્ને=બીજા આચાર્ય કહે છે. ॥૩૬॥

### ગાથાર્થ

**"મનયોગે બે· તેરઃ તેરઃ અને બાર· વચનયોગે આઠઃ બેઃ ચારઃ અને ચાર· કાયયોગે ચાર· બે· પાંચ· અને ત્રણઃ એમ અનુક્રમે જીવસ્થાનઃ ગુણસ્થાન યોગ. અને ઉપયોગ· હોયઃ" એમ અન્ય (આચાર્ય) કહે છે. ॥૩૬॥**

વિશેષાર્થઃ-હવે ત્રણ યોગને વિષે જીવસ્થાનઃ ગુણસ્થાનઃ યોગઃ અને ઉપયોગઃ ને આશ્રયીને મતાંતર કહે છેઃ—

પૂર્વે યોગ કહ્યા, તેમાં કાયયોગ સર્વ જીવને કહ્યો. વચનયોગ બેઈંદ્રિયાદિક સર્વને કહ્યો, અને મનયોગ સંજ્ઞી પંચેદ્રિયને કહ્યો, પણ અહીંયા, મતાંતરે-અનેરા આચાર્ય કહે છે, કે-જેને એક યોગ હોય, તેને બીજો યોગ ન કહીયે ? સંજ્ઞી પચેંદ્રિયને મનયોગ છે તેને વચનયોગઃ કાયયોગઃ નહીં.

વિકલેદ્રિયઃ અને અસંજ્ઞિ પંચેંદ્રિયને વચનયોગ. અને એકેંદ્રિયને કાય યોગ એકજ કહીએ ત્યારે તેમને મતે-

મનયોગીને-

જીવના બે ભેદ હોયઃ—

૧ સંજ્ઞી પર્યાપ્તો ૨ અપર્યાપ્તો

ગુણઠાણાં તેર હોય

૧ ઔદારિકમિશ્ર; ૨ કાર્મણઃ એ બે વિના તેર યોગ હોય. કારણ કે એ બે તો ઉપજતાંઃ તથા કેવલી સમુદ્ઘાતેઃ હોય અને ત્યાં મનયોગ ન હોય. તે માટે,

ઉપયોગ બાર હોય.

**વચન યોગીને**

જીવના ભેદ આઠ. તે બેઈંદ્રિયના, બે તેઈંદ્રિયના, ચૌરિંદ્રિયના બેઃ અને અસંજ્ઞી પંચેદ્રિયના બેઃ એવં આઠ ભેદ હોય.

ગુણઠાણા ૨ઃ હોય.

યોગ ચાર તે ૧ ઔદારિક. ૨ ઔદારિક મિશ્ર ૩ કાર્મણ અને ૪ અસત્યામૃષા વચન એવં ૪ હોય.

ઉપયોગ ચ્યાર તે બે અજ્ઞાન; અને બે દર્શન એવં ચાર હોય.

**કાય યોગીને** જીવના ભેદચાર—એકેંદ્રિય સૂક્ષ્મ, બાદર, તે-પર્યાપ્તાઃ અને અપર્યાપ્તાઃ એવં ચાર હોય.

ગુણઠાણાં બે.તે-પહેલું અને બીજું હોય.

યોગ પાંચ તે-ઔદારિકદ્વિક; વૈક્રિયદ્વિકઃ અને કાર્મણઃ કાયયોગ. એવં ૫ હોય,

ઉપયોગ ત્રણ તે-બે અજ્ઞાનઃ અને અચક્ષુ દર્શનઃ એવ ત્રણ હોય.

એ પ્રકારે જીવના ભેદઃ ગુણઠાણાઃ યોગઃ અને ઉપયોગ અનેરા આચાર્ય કહે છે.

ત્રણ યોગને વિષે એ મતાંતર માંહે તો પ્રત્યક્ષ દોષ દીસે છે, મનયોગીને જીવના ભેદ બે કહ્યા. તિહાં અપર્યાપ્તાને મન કેમ હોય. ?

મનઃપર્યાપ્તિ બાંધે ત્યારે મન યોગી થાય, અને તે તો પર્યાપ્તા કહેવાય, અને કદાચિત મનલબ્ધિવંત અપર્યાપ્તાને મન કહીએ, તો તેને યોગ ૧૫ જોઈએ, ઔદારિકમિશ્રઃ અને કાર્મણ શા માટે ન હોય. ?

વચનયોગીને પણ જીવના ભેદ આઠ કહ્યા. તે કેમ ઘટે ?

અપર્યાપ્તાને ભાષા પર્યાપ્તિ પૂરી કર્યા વિના વચન યોગ કેમ કહીએ ? એ પણ દોષ. ॥૩૫॥

## બાસઠ માર્ગણાને વિષે લેશ્યા.

**छसु लेसासु स-ठाणं, एगिंदि-अ-सन्नि-भू-दग-वणे ।**
**पढमा चउरो तिन्नि उ, नारय-विगल-ऽग्गि-प ेसु.**
**॥३६॥**

### શબ્દાર્થ

છસુ=છ લેસાસુ=લેશ્યાદ્વારે સઠાણં=સ્વસ્થાન (પોતપોતાની લેશ્યા) એગિંદિ=એકેંદ્રિયમાં અસન્નિ=અસંજ્ઞીમા ભૂ=પૃથ્વીકાયમાં દગ=અપકાયમાં વણેસુ=વનસ્પતિકાય માર્ગણાએ પઢમા=પ્રથમની ચઉરો=ચ્યાર લેશ્યા તિન્નિ=ત્રણ નારય=નારકીમાં વિગલ=વિકલેદ્રિયમાં અગ્ગિ=અગ્નિકાયમા પવણેસુ=વાયુકાયમાં નારય વિગલ-ઙગ્ગિ-પવણેસુ=નારકઃ વિકલેન્દ્રિય અગ્નિકાય અને વનમા ॥૩૬॥

### ગાથાર્થઃ-

**છ લેશ્યા માર્ગણાને વિષે પોતપોતાની લેશ્યા હોય.**

**એકેદ્રિય અસંજ્ઞી પૃથ્વીકાય અપકાય અને વનસ્પતિકાયને વિષે પહેલી ચ્યાર લેશ્યાહોય.**

**નારકી, વિકલેદ્રિય તેઉકાય અને વાઉકાયને વિષે ત્રણ લેશ્યા હોય ॥૩૬॥**

વિશેષાર્થ-લેશ્યા માર્ગણાએ છએ લેશ્યાને વિષે સ્વસ્થાને આપ આપણી એકેકી લેશ્યા હોય.

૧ એકેદ્રિય. ૨ અસંજ્ઞીઃ ૩ પૃથ્વીકાયઃ ૪ અપકાયઃ ૫ વનસ્પતિકાયઃ એ પાંચને વિષે ધુરલી (પહેલી) ચ્યારે લેશ્યા હોય

કૃષ્ણ નીલઃ કાપોતઃ એ ત્રણ લેશ્યા તો ભવપ્રત્યયી સદાય હોય, અને તેજોલેશ્યાવત મરીને એકેદ્રિયમાં ઉપજે ત્યારે ઉપજતાં થોડી વેળા લગે તેજોલેશ્યા હોય.

ધુરલી ત્ર લેશ્યા-(૧) નારકીઃ (૨)-૪ વિકલેંદ્રિયઃ (૫) તેઉકાયઃ અને (૬) વાઉકાય એ છ માર્ગણાને વિષે હોય ॥૩૬॥

## લેશ્યા ચાલુ તથા અલ્પ બહુત્વ શરુઃ

**अहक्खाय-सुहुम-केवल,-दुगि सुक्का छावि सेस णे**
**नर-निरय-देव तिरिया, थोवा दु- असंख-णंतगुणा**
**॥३**

શબ્દાર્થ

અહખાય=યથાખ્યાત ચરિત્ર સુહુમ=સૂક્ષ્મસંપરાય ચારિત્ર કેવલદુગિ=કેવળજ્ઞાન અને દર્શને સુક્કા=શુક્લલેશ્યા છાવિ=છએય લેશ્યા. સેસ-ઠાણેસુ=બાકીના (૪૧ માર્ગણાએ) સ્થાનકે. નર=મનુષ્ય નિરય=નારકી દેવ=દેવ તિરિયા=તિર્યંચ થોવા=થોડા દુ=બે અસંખ્ય=અસંખ્યાત ગુણા. અનંતગુણા=અનંતગુણા ॥૩૭॥

ગાથાર્થ:-

**યથાખ્યાત ચારિત્ર, સુક્ષ્મ સંપરાય ચારિત્ર અને કેવલદ્વિકને વિષે શુક્લ લેશ્યા હોય.**

**બાકીની માર્ગણા (૪૧) ને વિષે છએ લેશ્યાઓ હોય.**

**મનુષ્ય થોડા હોય. નારકી અને દેવતા અસંખ્યાત ગુણા હોય. અને તિર્યંચ તેથી અનંત ગુણા હોય. ॥૩૭॥**

**વિશેષાર્થ:-** ૧ યથાખ્યાત ચારિત્ર. ૨ સૂક્ષ્મ સંપરાય ચારિત્ર. ૩ કેવળજ્ઞાન અને ૪ કેવળદર્શન એ ચાર માર્ગણાને વિષે એક શુકલ લેશ્યા હોય.

અને શેષ ૪૧ માર્ગણાને વિષે છ એ લેશ્યા હોય.

એ લેશ્યા દ્વાર કહ્યું. હવે ૬૨ માર્ગણાસ્થાનકને વિષે અલ્પ-બહુત્વ કહે છે :

ચ્યાર ગતિ માંહે સર્વથી થોડા મનુષ્ય છે

પ્રશ્ન--તે કેમ?

ઉત્તર--મનુષ્ય બે ભેદે છે- ૧ સમ્મૂર્છિમ અને ૨ ગર્ભજ.

સમ્મૂર્છિમ મનુષ્યો તે ગર્ભજ મનુષ્યના મળ મૂત્ર, શોણિત, માંસ, પરૂ અને કલેવર પ્રમુખ અપવિત્ર ૧૪ સ્થાનકને વિષે ઉપજે છે. ને અંતર્મુહૂર્તાયુવાળા છે. અને ચર્મ ચક્ષુએ દેખાતા નથી. તેને જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી ચોવીસ મુહૂર્ત ઉપજવા ચ્યવવાનો વિરહકાળ હોય, અને તે અંતર્મુહૂર્તે નિર્લેપ થાય. માટે, સમુર્છિમ મનુષ્ય કોઈ વખતે હોય પણ ખરા અને કોઈ વખતે ન પણ હોય.

અને ગર્ભજ મનુષ્ય તો સદૈવ હોય જ. તે સંખ્યાતા હોય, પણ અસંખ્યાતા ન હોય, તિહાં સંખ્યાતાના સંખ્યાના ભેદ છે,

હવે મનુષ્ય કેટલા છે? તેની સંખ્યા કહે છે.

જે કોઈક રાશીને તેજ રાશી સાથે ગુણીયે તે વર્ગ કહેવાય.

તિહાં—એકનો તો વર્ગ ન હોય, "एकेन गुणितं तदेव" इतिवचनात्।

બે નો વર્ગ ચ્યાર, એ પહેલો વર્ગ.

ચ્યારનો વર્ગ ૧૬. એ બીજો વર્ગ.

સોળનો વર્ગ ૨૫૬. એ ત્રીજો વર્ગ.

એનો વર્ગ ૬૫૫૩૬. એ ચોથો વર્ગ. એનો વર્ગ ૪૨૯૪૯૬૭૨૯૬. એ પાંચમો વર્ગ. એનો વર્ગ ૧૮૪૪૬૭૪૪૦૭૩૭૦૯૫૫૧૬૧૬. એ છઠ્ઠો વર્ગ. " छट्ठो वग्गो पंचम-वग्ग-पडुवन्नो " इति प्रज्ञापना वचनात्। એ વચન પ્રમાણે- છઠ્ઠા વર્ગ ને તે પાંચમાવર્ગ સાથે ગુણીએ, ત્યારેઃ

૭,૯૨,૨૮,૧,૬૨,૫૧,૪૨,૬,૪૩,૩૭,૫૯,૩,૫૪,૩૯,૫૦,૩,૩૬ થયા.

એ અંક બોલાવાની પ્રાચીન રીતી આ પ્રમાણેછેઃ—

સાત કોડા કોડી કોડા કોડીઃ બાણુલાખ કોડા કોડી કોડીઃ અઠાવીસ હજાર કોડા કોડી કોડીઃ એકસો કોડા કોડી કોડીઃ બાસઠ કોડા કોડી કોડી; એકાવન લાખ કોડા કોડીઃ બેતાલીસ હજાર કોડી કાડીઃ છસેં કોડાકોડીઃ ત્રેતાલીસ કોડાકોડીઃ સાડત્રીસ લાખ કોડીઃ ઓગણ સાઠ હજાર કોડીઃ ત્રણસે કોડીઃ ચોપન કોડીઃ ઓગણ ચાલીસ લાખઃ પચાસ હજાર ત્રણસે ને છત્રીસઃ

અથવા એકડાને છન્નુવાર ઠામ બમણો કરીયે. જેમકેઃ—

એક દુદુ-બે દુ. ચ્યાર. ચાર દુ આઠ, એમ એકંદરે છન્નુ વખત બમણા કરતાં પણ એજ રાશિ થાય.

"छन्नवइ छअणगदा थरासि" इति वचनात् એ વચન અનુસારે જેટલા જઘન્ય પદે ગર્ભજ મનુષ્ય હોય અને જ્યારે સમુર્છિમ હોય ત્યારે ઉત્કૃષ્ટ પદે અસંખ્યાતા હોય. કાળથકી ને અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણીના સમય જેટલા છે.

ક્ષેત્ર થકી સાત રાજ પ્રમાણ ઘનીકૃત લોકની એક પ્રદેશની શ્રેણીના અંગુલ પ્રમાણ ક્ષેત્રને વિષે જેટલા પ્રદેશ હોય તેના પ્રથમ વર્ગમૂળના પ્રદેશ સાથે ગુણીએ, તે ગુણતાં જેટલા પ્રદેશ થાય, તેટલા પ્રદેશનું એકેક ખંડુક કલ્પીએ. ઈહાં, અંગુલ પ્રમાણ સૂચી ક્ષેત્રને વિષે આકાશ પ્રદેશ અસંખ્યાતા છે. પણ અસત્ કલ્પનાએ ૨૫૬ કલ્પીએ.

તેનું પહેલું વર્ગમૂળ ૧૬,

બીજુ ૪,

અને ત્રીજુ બે.

પહેલું વર્ગમૂળ ત્રીજા વર્ગમળ સાથે ગુણીએ, ત્યારે ૩૨ થયા, એટલા પ્રદેશનું ખંડુક લેવું. હવે એકેક મનુષ્ય અપહરતાં, જો એક મનુષ્ય અધિકું હોત, તો સમગ્ર એક શ્રેણી અપહરાત. એટલાજ ઉત્કૃષ્ટ પદે સમ્મૂર્છિમ અને ગર્ભજ બંનેય મળીને મનુષ્ય હોય. તે માટે નારક/ પ્રમુખ સર્વ થકી મનુષ્યો થોડા હોય.

મનુષ્ય થકી નારકી અસંખ્યાત ગુણા અધિકા હોય.

કાળ થકીઃ–અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણીના સમય જેટલા છે.

ક્ષેત્રથકીઃ–પ્રતરને અસંખ્યાતમે ભાગે અસખ્યાતી શ્રેણીના જેટલા આકાશ પ્રદેશ હોય, તેટલા છે.

તે કેમ ? અંગુલ પ્રમાણ પ્રતરક્ષેત્રનેવિષે જેટલી શ્રેણી હોય તેના વર્ગમૂળ અસંખ્યાતા છે. ત્યાં પહેલુ વર્ગમૂળ બીજા સાથે ગુણીએ જેમકેઃ–અસત્ કલ્પનાએ અંગુલ પ્રમાણ પ્રતરને વિષે ૨૫૬ શ્રેણી છે તેનું પહેલુ વર્ગમૂળ ૧૬, બીજુ. ૪ તે સોળને ચ્યારે ગુણતાં ચોસઠ થાય. એ ૬૪ તે અસંખ્યાતી જાણવી.

એટલી શ્રેણિની પોહોળ પણે સૂચિ ઈહાં ગ્રહવી. એટલે શ્રેણીમાંહે જેટલા આકાશ પ્રદેશ હોય, તેટલા નારકો છે. તે માટે મનુષ્ય થકી નારકી અસંખ્યાત ગુણા હોય

તે થકી દેવતા અસંખ્યાત ગુણા છે.

તે કેમ ?

અંગુલ માત્ર ક્ષેત્રના પ્રદેશનું પહેલું વર્ગમૂળ: તેને અસંખ્યાત ભાગે જેટલી શ્રેણી: તેના જેટલા આકાશ પ્રદેશ હોય, તેટલા તો અસુર કુમાર દેવતા છે. તેટલા વળી નાગકુમાર છે, યાવત્ એટલા સ્તનિત કુમાર છે; તથા સંખ્યાત યોજન પ્રમાણ આકાશ પ્રદેશની સૂચિ રૂપ ખંડુકે કરી એકેક વ્યંતર અપહરીએ, તો ઘનીકૃત લોકનો મોંડાને આકારે સમગ્ર પ્રતર અપહરાય, તેટલા વ્યંતર દેવતા છે.

તથા, બસેં છપ્પન અંગુલ પ્રમાણ આકાશપ્રદેશની સૂચિરૂપ જેટલે ખંડુકે કરી એકેક જયોતિષી અપહરીએ, તો ઘનીકૃત લોકનો સમગ્ર પ્રતર અપહરાય. તેટલા જ્યોતિષી દેવતા છે.

તથા, એક અંગુલ માત્ર ક્ષેત્રના પ્રદેશનું ત્રીજુ વર્ગમૂળ તેનો ઘન કરીએ, તથા બીજા વર્ગમૂળ સાથે ગુણીયે, તેટલી ઘનીકૃત લોકની એક પ્રદેશની શ્રેણીના જેટલા પ્રદેશ હોય, તેટલા વૈમાનિક દેવતા છે.

એમ, સકલ ભવનપતિ, વ્યંતર જયોતિષ્ક, વૈમાનિક દેવતા મળીને નારકી થકી અસંખ્યાત ગુણા છે

તે થકી તિર્યંચ અનંત ગુણા છે તે તિર્યંચ માંહે વનસ્પતિના જીવ અનંત લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે

અહીં સંખ્યાતાના સંખ્યાતા ભેદ છે, અસંખ્યાતાના અસંખ્યાતા ભેદ છે અને અનંતાના અનંતા ભેદ છે. તેથી ઉકત વિરોધ જાણવો નહી. ॥૩૭॥

**पण चउ ति दु एगिंदी, थोवा तिन्नि अहिआ अ ंत-गु ।**
**तस थोव अ-संख-ऽग्गी, भू-जल–निल अहिय व -ऽणंता ॥३८॥**

શબ્દાર્થ

તિન્નિ=ત્રણ અહિઆ=અધિક અણુંત-ગુણા=અનંતગુણા તસ=ત્રસ થોવ=થોડા અ-સંખ-ડગ્ગી=અસંખ્યાત ગુણા અગ્નિકાય ભૂ=પૃથ્વીકાય જલ=અપ્કાય અનિલ=વાયુકાયઃ અહિઅ=અધિક અણુંતા=અનંતા

ગાથાર્થ

પંચેન્દ્રિય થોડા હોય.

ચૌરિન્દ્રિય તેઇંદ્રિય અને બેઇંદ્રિયઃ એ ત્રણેય અનુક્રમે એક એકથી અધિક હોય

એકેંદ્રિય તેથી અનંત ગુણા હોય. ત્રસ થોડા હોય, અગ્નિકાય અસંખ્યાત ગુણા હોય. પૃથ્વીકાય અપ્કાયઃ અને વાયુકાય. એક એકથી અધિક હોય. અને વનસ્પતિકાય તેથી અનંતા હોય. ॥૩૮॥

વિશેષાર્થ–હવે ઇંદ્રિય આશ્રયી અલ્પ બહુત્વ કહે છે.–

૧ પંચેદ્રિય સર્વ થકી થોડાઃ ૨ ચૌરિંદ્રિય તેથી વિશેષાધિકઃ ૩ તે થકી તેઇંદ્રિય વિશેષાધિકઃ ૪ તે થકી બેઇંદ્રિય વિશેષાધિકઃ

એ ચાર ચાર બોલઃ–પ્રતરની અસંખ્યાત કોડા કોડી યોજન પ્રમાણ એક પ્રદેશિકી શ્રેણિની સૂચિ તેના જેટલા આકાશ પ્રદેશ તેટલી શ્રેણીના જેટલા આકાશ પ્રદેશ. તેટલા તે તે દરેક જીવો છે અને એકેક થકી વિશેષાધિક છે.

તે થકી, એકેંદ્રિય અનંત ગુણા છે. કારણકે–વનસ્પતિ કાયના જીવ અનંતા છે.

હવે, કાય આશ્રયી અલ્પ બહુત્વ કહે છે—

૧ સર્વ થકી થોડા ત્રસકાઇયા છે.

અસંખ્યાત કોડાકોડિ યોજન પ્રમાણ આકાશ શ્રેણીની સૂચિ તેમાં જેટલા આકાશ પ્રદેશ હોય. તેટલા ત્રસજીવો છે તે માટે

૨ તે થકી, તેઉકાઇય અસંખ્યાત ગુણા છે ૩ અસંખ્યાત લોકના જેટલા આકાશ પ્રદેશ હોય, તેટલા છે, માટે. તે થકી, પૃથ્વીકાઈયા જીવ વિશેષાધિક છે.

૪ તે થકી, અપકાઇયા વિશેષાધિક છે.

૫ તે થકી, વનસ્પતિકાય જીવ અનંત ગુણા છે.

કેમકે–તેઓ અનંતા લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે. ॥૩૮॥

**मण-वयण-काय-जोगी,-थोवा-असंखगुण-अणंतगुणा;**
**पुरिसा-थोवा-इत्थी,-संखगुणा-णंतगुण-कीवा॥३९॥**

શબ્દાર્થ

મણ=મનયોગી વયણ=વચનયોગી કાયજોગી=કાયયોગી અસંખગુણા=અસંખ્યાત ગુણા પુરિસા=પુરૂષવેદ વાળા ઇત્થિ=સ્ત્રીવેદ વાળા કીવા=નપુંસકવેદ વાળા

## ગાથાર્થ

**મનયોગી થોડા હોય, વચન યોગી અસંખ્યાત ગુણા હોય અને કાય યોગી અનંત ગુણા હોય, પુરૂષો થોડા હોય સ્ત્રીઓ તેથી સંખ્યાત ગુણુ હોય અને તેથી અનંત ગુણુ નપુંસકો હોય. ॥૩૯॥**

**વિશેષાર્થ—હવે યોગ આશ્રયી અલ્પ બહુત્વ કહે છે.**

૧ સર્વ થકી થોડા મનયોગી છે સંજ્ઞી પચેંદ્રિયનેજ મનયોગ હોય તે માટે.

૨ તે થકી વચનયોગી અસંખ્યાત ગુણા, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય અને અસંજ્ઞિપચેંદ્રિયને પણ વચન યોગ હોય તે માટે

૩ તે થકી કાયયોગી અનત ગુણા, એકેંદ્રિયને પણ કાયયોગ હોય અને તે અનંતા છે માટે,

**વેદ આશ્રયી અલ્પ બહુત્વ કહે છે.**

૧ સર્વ થકી થોડા પુરૂષ વેદી છે ૨, તે થકી સ્ત્રી વેદી સખ્યાત ગુણા છે; તિર્યંચમાં પુરૂષ થકી ત્રિગુણી અને ત્રણ અધિક, મનુષ્યમાં ૨૭ ગુણી અને સત્તાવીસ અધિક, અને દેવતામાં બત્રીશ ગુણી અને બત્રીશ અધિક સ્ત્રીઓ હોય તે માટે ૩ તે થકી નપુંસકવેદી અનંતગુણા અધિક હોય, એકિંદ્રિય સર્વ નપુસક છે, અને વળી તેઓ અનતા છે તે માટે ॥૩૯॥

**माणी-कोही-माई,-लोभी-अहिअ-मणनाणिणो-थोवा;**
**ओहि-असंखा-मइसुअ,-अहिअ-सम-असंख-विब्भंगा. ॥४०॥**

## શબ્દાર્થ

માણી=માની કોહી=કોધી માઈ=માયી (કપટી) લોભી=લોભી અહીઅ=અધિક મણનાણિણો=મનઃ પર્યવજ્ઞાની થોવા=થોડા ઓહિ=અવધિજ્ઞાની અસખા=અસખ્યાત ગુણા મઇ=મતિજ્ઞાની સુઅ=શ્રુતજ્ઞાની સમ=સરખા અસખ=અસખ્યાત ગુણા વિબ્ભંગા=વિભગ જ્ઞાની

## ગાથાર્થ

**માની, ક્રોધી, માયી અને લોભી એક એકથી અધિક હોય છે; મન· પર્યવજ્ઞાની થોડા હોય: અવધિજ્ઞાની તેથી અસખ્યાત ગુણા હોય;**

**મતિજ્ઞાનિ અને શ્રુતજ્ઞાનિ તેથી અધિક હોય અને માંહો માંહે સરખા હોય; વિભંગ જ્ઞાનિ તેથી અસંખ્યાત ગુણા હોય ॥૪૦॥**

ભાવાર્થ—હવે કષાયદ્વારે અલ્પ બહુત્વ કહે છે.

૧ સર્વથી થોડા માન કષાયી. ૨ તે થકી ક્રોધી વિશેષાધિક, માન થકી ક્રોધ પરિણામનો કાળ અધિક છે માટે

૩ તે થકી માયાવંત વિશેષાધિક; બહુકાળ રહે તે માટે

૪ તે થકી લોભ કષાયી વિશેષાધિક; પ્રાયઃ સર્વને સદાય લોભ પરિણામ હોય છે માટે

હવે જ્ઞાન દ્વારે અલ્પ બહુત્વ કહે છે.—

૧ મનઃ પર્યવજ્ઞાની સર્વ થકી થોડા; લબ્ધિવંત કોઈક સંયતનેજ એ જ્ઞાન હોય તે માટે.

૨ તે થકી અવધિજ્ઞાની અસંખ્યાત ગુણા સમ્યગ્ દૃષ્ટિ દેવતા નારકી ને પણ હોય તે માટે.

૩–૪ તે થકી મતિજ્ઞાનિ શ્રુત જ્ઞાનિ વિશેષાધિક છે, તિર્યંચ મનુષ્ય માંહે અવધિવિના સમ્યગ્ દૃષ્ટિ છે. તે પણ અધિક ગણવાથી અને માંહો માંહે તે ( મતિજ્ઞાની અને શ્રુતજ્ઞાની ) બંને તુલ્ય છે, સહચારી છે માટે,

જ્યાં મતિજ્ઞાન હોય ત્યાં શ્રુતજ્ઞાન હોય અને જ્યાં શ્રુતજ્ઞાન હોય ત્યાં મતિજ્ઞાન હોય.

૫ તે થકી સમ્યગ્ દૃષ્ટિ દેવતા નારકી કરતાં વિભંગજ્ઞાની અસંખ્યાત ગુણા છે; મિથ્યાદૃષ્ટિ દેવતા નારકી અસંખ્યાત ગુણા છે. અને તે સર્વને વિભંગજ્ઞાન હોય માટે. ॥૪૦॥

**केवलिणो-णंत गुणा, मइ-सुअ-अन्नाणि-णंतगुण-तुल्ला;**
**सुहुमा-थोवा-परिहार, संख-अहखाय-संखगुणा ॥४१॥**

શબ્દાર્થ

કેવલિણો=કેવળજ્ઞાની છે અણંતગુણા=અનંતગુણા મઈ=મતિ અજ્ઞાની સુઅ=શ્રુતઅજ્ઞાની અન્નાણિ=અજ્ઞાન તુલ્લા=સરીખા સુહુમા=સૂક્ષ્મ સંપરાયવાળા પરિહાર=પરિહાર વિશુદ્ધિવાળા સંખ=સંખ્યાતગુણા અહખાય=યથાખ્યાત ચારિત્રવાળા સંખગુણા=સંખ્યાતગુણા

## ગાથાર્થ

કેવલ જ્ઞાની અનંત ગુણા હોય; મતિ અજ્ઞાની અને શ્રુતઅજ્ઞાની તેથી અનત ગુણા છે. અને માંહો માંહે બન્ને સરખા છે. સૂક્ષ્મ સંપરાય ચારિત્રવાળા થોડા હોય; પરિહાર વિશુદ્ધિ ચારિત્રવાળા તેથી સખ્યાતગુણા હોય; યથાખ્યાત ચારિત્ર વાળા તેથી સખ્યાત ગુણા હોય ॥૪૧॥

વિશેષાર્થ. ૬ તે (વિભંગ જ્ઞાની) થકી કેવલી અનત ગુણા છે, સિદ્ધ અનંતા માટે.

૭–૮ તે થકી મતિ અજ્ઞાની શ્રુત અજ્ઞાની અનંત ગુણા છે. સિદ્ધ થકી પણ વનસ્પિતિ કાય અનત ગુણા છે. માટે એ બે માંહો માંહે તુલ્ય છે

હવે સયમ દ્વારે અલ્પ બહુત્વ કહે છે–

૧ સૂક્ષ્મ સંપરાય સયમી સર્વ થકી થોડા છે; ઉત્કૃષ્ટા પણ શત પૃથક્ત્વ પામીએ તે માટે

૨ તે થકી પરિહાર વિશુદ્ધિ સંયમી સંખ્યાત ગુણા છે. ઉત્કૃષ્ટા સહસ્ર પૃથક્ત્વ પામીએ તે માટે

૩ તે થકી યથાખ્યાત સંયમી સંખ્યાત ગુણા છે; કોટી પૃથક્ત્વ કેવળી સદાય હોય તે માટે ॥૪૧॥

**छेअ-समइय-संखा, दे असंखगुण-णंतगुण अजया;**
**थोव-असं -दु-णंता, ओहि-नयण केवल अचक्खू ॥४२॥**

### શબ્દાર્થ

છેય=છેદોપસ્થાપનિક ચારિત્રવાળા સમઈઅ=સામાયિક ચારિત્રીયા સંખા=સંખ્યાત ગુણા દેસ=દેશ વિરતિ અસખગુણ=અસખ્યાતગુણા અણંતગુણ=અનંતગુણા અજયા=અવિરતિ થોવ=થોડા અસખ=અસંખ્યાત ગુણા દુ=બે ણંતા=અનંતા ઓહિ=અવધિ દર્શની નયણ=ચક્ષુદર્શની કેવળ=કેવલદર્શની અચકખુ=અચક્ષુદર્શની

## ગાથાર્થ

છેદોપસ્થાપનીય ચારિત્ર વાળા સંખ્યાત ગુણા, સામાયિક ચારિત્ર વાળા તેથી સંખ્યાત ગુણ, દેશવિરતિ અસંખ્યાત ગુણ અને

અવિરતિ અનંત ગુણ છે. અવધિ દર્શની થોડા, ચક્ષુદર્શની અસંખ્યાત ગુણ, અને કેવળદર્શની તથા અચક્ષુદર્શની એ બે અનંત ગુણ છે. ॥૪૨॥

વિશેષાર્થ—૪ તે (યથાખ્યાત સંયમી) થકી છેદોપસ્થાપનીય સંયમી સંખ્યાત ગુણા હોય; કોટી શત પૃથક્ત્વ પામીએ માટે ૫ તે થકી સામાયિક સયમી સંખ્યાત ગુણા હોય; કોટી સહસ્ત્ર પૃથક્ત્વ સદાયે હોય માટે.

૬ તે થકી દેશ વિરતિ અસંખ્યાત ગુણા છે; તિર્યંચમાં દેશ વિરતિ અસંખ્યાતા પામીએ તે માટે. તે થકી અવિરતિ–અસંયમી અનંત ગુણા હોય મિથ્યાદૃષ્ટિ અનંતા છે માટે.

હવે દર્શનદ્વારે અલ્પ બહુત્વ કહે છે:—

૧ સર્વ થકી થોડા અવધિ દર્શની છે, દેવતા, નારકી, મનુષ્ય અને તિર્યંચમાં કેટલાએક હોય તે માટે

તે થકી ચક્ષુદર્શની અસંખ્યાત ગુણા હોય; ચારિંદ્રિય અને પંચેંદ્રિય સર્વને હોય તે માટે

૩ તે થકી કેવલ દર્શની અનંત ગુણા છે; સિદ્ધ અનંતા છે તે માટે.

૪ તે થકી અચક્ષુ દર્શની અનંત ગુણા છે; સર્વ સંસારી જીવને અચક્ષુદર્શન છે તે માટે. ॥૪૨॥

**पच्छाणु-पुव्वि-लेसा, थोवा-दो-संख-णंत-दो-अहिआ;**
**अभविअर-थोव-णंता,-सासण-थोवो-वसम-संखा ॥४३॥**

શબ્દાર્થ

પચ્છાણુ પુવ્વિ=પશ્ચાનુ પૂર્વી (છેલ્લેથી પહેલે આવવું) લેસા=લેશ્યા (કહેવી) થોવા=થોડા દો=બે લેશ્યાવાળા અહિઆ=વિશેષાધિક અભવ=અભવ્યો ઇઅર=ઇતર (ભવ્યો) થોવ=થોડા અણુંતા=અનંતગુણા સાસણ=સાસ્વાદની ઉવસમ=ઔપશમિકવાળા સંખા=સખ્યાત ગુણા

ગાથાર્થ

લેશ્યાવાળા પશ્ચાનુપૂર્વીએ ગણવા એટલે શુકલ લેશ્યાવાળા સૌથી થોડા પદ્મ અને તેજો એ બે લેશ્યાવાળા અસંખ્યાત ગુણ. કપોત લેશ્યા

વાળા અનંતગુણ અને નીલ તથા કૃષ્ણલેશ્યાવાળા અધિક હોય. અભવ્ય થોડા. અને ભવ્ય અનંત ગુણા હોય. સાસ્વાદન સમ્યકત્વી સંખ્યાત ગુણા હોય.

વિશેષાર્થ—હવે લેશ્યાદ્વારે અલ્પ બહુત્વ કહે છે.

પશ્ચાનુપૂર્વીએ લેશ્યા કહેવી તે આ પ્રમાણે

૧ સર્વ થકી થોડા શુકલ લેશ્યાવંત છે લાંતકાદિક ઉપરના દેવતા સર્વ અને કોઈક મનુષ્ય તિર્યંચમાં હોય તે માટે

૨ પદ્મ લેશ્યાવંત અસંખ્યાત ગુણા છે, કોઈક મનુષ્ય તિર્યંચ અને સનત્કુમાર માહેંદ્ર તથા બ્રહ્મલોક કલ્પના દેવતાને સર્વને હોય અને તે દેવતા લાંતકાદિકથી અસંખ્યાત ગુણા છે. તે માટે

૩ તે થકી તેજો લેશ્યાવંત અસંખ્યાત ગુણા છે. જ્યોતિષી, સૌધર્મ અને ઈશાનના દેવતા; કેટલાએક ભવનપતિ, વ્યંતર, મનુષ્ય અને તિર્યંચમાં તેજો લેયાવંત હોય તે માટે

૪ તે થકી નીલ કાપોત લેશ્યાવંત અનંત ગુણા છે; તે લેશ્યા અનંતકાયમાં પણ છે તે માટે

૫ તે થકી નીલ લેશ્યાવંત વિશેષાધિક છે, ઘણાને તે લેશ્યા હોય છે, તે માટે.

૬ તે થકી કૃષ્ણ લેશ્યાવંત વિશેષાધિક છે, ઘણાંને હોય માટે.

હવે ભવ્ય દ્વારે અલ્પ બહુત્વ કહે છે:—

૧ અભવ્ય થોડા છે જઘન્ય યુકતાનંત પ્રમાણ છે તે માટે

૨ ત થકી ભવ્ય એટલે મોક્ષગમનને યોગ્ય અનંત ગુણા છે.

હવે સમ્યકત્વ દ્વારે અલ્પ બહુત્વ કહે છે:-

૧ સાસ્વાદન સમ્યકત્વી સર્વથી થોડા હોય, ઉપશમ સમ્યકત્વ વમતા કોઈકને હોય તે માટે

૨ તે થકી ઔપશમિક સમ્યકત્વી સંખ્યાત ગુણા હોય ॥૪૩॥

मीसा-संखा-वेअग, असंखगुण-खइअ-मिच्छदु-अणंता;
सन्निअर-थोव-णंता,-णहार-थोवेअर-असंखा ॥४४॥

શબ્દાર્થ

મીસા=મિશ્રદષ્ટિ સંખા=સંખ્યાતગુણા વેઅગ=ક્ષાયોપશમિક સમ્યકત્વી ખઈઅ=ક્ષાયિક સમ્યકત્વી, મિચ્છ=મિથ્યાદષ્ટિ દુ=બે અણુતા=અનંતગુણા સન્નિ=સંજ્ઞી ઈઅર=ઇતર (અસંજ્ઞી) થોવ=થોડા અણહાર=અણાહારી ઇઅર=આહારી અસંખા=અસંખ્યાતગુણા

ગાથાર્થ

મિશ્રદષ્ટિ સંખ્યાત ગુણા હોય, ક્ષાયોપશમ સમ્યકત્વવાળા અસંખ્યાતગુણ હોય અને ક્ષાયિક સમ્યકત્વવાળા તથા મિથ્યાત્વી એ બે અનંતગુણા હોય, સંજ્ઞી થોડા અને અસંજ્ઞી અનંતા, અણાહારી થોડા અને આહારી અસંખ્યાત ગુણ હોય ॥૪૪॥

વિશેષાર્થ—૩ તે ઔપશમિક થકી મિશ્રદ્રષ્ટિ સંખ્યાતગુણા હોય

૪ તે થકી વેદક તે ક્ષાયોપશમિક સમ્યકત્વી અસંખ્યાત ગુણા હોય

૫ તે થકી ક્ષાયિક સમ્યકત્વી અનંતગુણા હોય, સિદ્ધ અનંતા છે માટે.

૬ તે થકી મિથ્યાદષ્ટિ અનંત ગુણા છે, સિદ્ધ થકી પણ વનસ્પતિ કાય અનત છે માટે.

હવે સંજ્ઞી દ્વારે અલ્પ બહુત્વ કહે છેઃ—

૧ સંજ્ઞી થોડા હોય, પચેદ્રિયમાંજ સજ્ઞી હોય તે માટે

૨ ઈતર તે અસજ્ઞી અનત ગુણા હોય, એકેદ્રિય અનતા છે માટે.

હવે આહાર દ્વારે અલ્પ બહુત્વ કહે છે—

૧ અનાહારી થોડા છે; વિગ્રહગતિએ વર્તતા જીવ, કેવલી સમુદ્ઘાતી, અયોગી કેવળી અને સિદ્ધ એટલાજ અણાહારી હોય તે માટે.

૨ તે થકી આહારી અસખ્યાત ગુણા હોય, અણાહારીથી બીજા આહારી હોય તે માટે.

પ્રશ્ન—અહી અણાહારી કરતાં આહારી અનત ગુણા કેમ ન કહ્યા ?

ઉત્તર—પ્રતિ સમયે સદાયે એક નિગોદના અસંખ્યાતમાં ભાગ પ્રમાણ વિગ્રહ ગતિએ વર્તતા જીવ પામીએ, ને સર્વ અણાહારી છે, અસખ્યાત ગુણા જ યુક્ત છે ॥૪૪॥

૬૨ માર્ગણાને વિષે-જીવભેદ-ગુણસ્થાનક-યોગ-ઉપયોગ-લેશ્યા: અને અલ્પ બહુત્વને દર્શાવતુ યંત્ર

| ૬૨ | માર્ગણાસ્થાનેષુ | જીવભેદ ૧૪ | ગુણસ્થાનક ૧૪ | યોગ ૧૫ | ઉપયોગ ૧૨ | લેશ્યા ૬ | અલ્પબહુત્વ | ક્રમાંક |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | દેવગતિ | ૨ | ૪ | ૧૧ | ૯ | ૬ | અસંખ્યાતગુણા | ૩ |
| ૨ | મનુષ્યગતિ | ૩ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ | સર્વથી થોડા | ૧ |
| ૩ | તિર્યંગ્ગતિ | ૧૪ | ૫ | ૧૩ | ૯ | ૬ | અનંતગુણા | ૪ |
| ૪ | નરકગતિ | ૨ | ૪ | ૧૧ | ૯ | ૩ | અસંખ્યાતગુણા | ૨ |
| ૫ | એકેંદ્રિય | ૪ | ૨ | ૫ | ૩ | ૪ | અનંતગુણા | ૫ |
| ૬ | બેઇંદ્રિય | ૨ | ૨ | ૪ | ૩ | ૩ | વિશેષાધિક | ૪ |
| ૭ | તેઇંદ્રિય | ૨ | ૨ | ૪ | ૩ | ૩ | વિશેષાધિક | ૩ |
| ૮ | ચૌરિંદ્રિય | ૨ | ૨ | ૪ | ૪ | ૩ | વિશેષાધિક | ૨ |
| ૯ | પંચેંદ્રિય | ૪ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ | સર્વથી થોડા | ૧ |
| ૧૦ | પૃથ્વીકાયિયા | ૪ | ૨ | ૩ | ૩ | ૪ | વિશેષાધિક | ૩ |
| ૧૧ | અપકાયિઆ | ૪ | ૨ | ૩ | ૩ | ૪ | વિશેષાધિક | ૪ |
| ૧૨ | તેઉકાયિયા | ૪ | ૧ | ૩ | ૩ | ૩ | અસંખ્યાતગુણા | ૨ |
| ૧૩ | વાઉકાયિયા | ૪ | ૧ | ૫ | ૩ | ૩ | વિશેષાધિક | ૫ |
| ૧૪ | વનસ્પતિકાય | ૪ | ૨ | ૩ | ૩ | ૪ | અનંતગુણા | ૬ |
| ૧૫ | ત્રસકાયિઆ | ૧૦ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ | સર્વથી થોડા | ૧ |
| ૧૬ | મનયોગી | ૧-૨ | ૧૩ | ૧૫-૧૩ | ૧૨ | ૬ | સર્વથી થોડા | ૧ |
| ૧૭ | વચનયોગી | ૫/૮ | ૧ ૩/૨ | ૧ ૩/૪ | ૧ ૨/૪ | ૬ | અસંખ્યાતગુણા | ૨ |
| ૧૮ | કાયયોગી | ૧ ૪/૪ | ૧ ૩/૨ | ૧ ૫/ન | ૧ ૩/૪ | ૬ | અનંતગુણા | ૩ |
| ૧૯ | પુરૂષવેદી | ૨ | ૯ | ૧૫ | ૧૨ | ૬ | સર્વથી થોડા | ૧ |
| ૨૦ | સ્ત્રીવેદી | ૨ | ૯ | ૧૩ | ૧૨ | ૬ | સ ખ્યાતગુણા | ૨ |

૩

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૧ | નપુંસકવેદી | ૧૪ | ૯ | ૧૫ | ૧૨ | ૬ | અનંતગુણા | |
| ૨૨ | ક્રોધ કષાયી | ૧૪ | ૯ | ૧૫ | ૧૦ | ૬ | વિશેષાધિક | ૨ |
| ૨૩ | માન કષાયી | ૧૪ | ૯ | ૧૫ | ૧૦ | ૬ | સર્વથી થોડા | ૧ |
| ૨૪ | માયા કષાયી | ૧૪ | ૯ | ૧૫ | ૧૦ | ૬ | વિશેષાધિક | |
| ૨૫ | લોભ કષાયી | ૧૪ | ૧૦ | ૧૫ | ૧૦ | ૬ | વિશેષાધિક | ૪ |
| ૨૬ | મતિજ્ઞાની | ૨ | ૯ | ૧૫ | ૭ | ૬ | અસંખ્યાત ગુણા | ૩ |
| ૨૭ | શ્રુતજ્ઞાની | ૨ | ૯ | ૧૫ | ૭ | ૬ | તુલ્ય | ૪ |
| ૨૮ | અવધિજ્ઞાની | ૨ | ૯ | ૧૫ | ૭ | ૬ | અસંખ્યાત ગુણા | ૨ |
| ૨૯ | મન પર્યવજ્ઞાની | ૧ | ૭ | ૧૩ | ૭ | ૬ | સર્વથી થોડા | ૧ |
| ૩૦ | કેવળજ્ઞાની | ૧ | ૨ | ૭ | ૨ | ૧ | અનંત ગુણા | ૬ |
| ૩૧ | મતિઅજ્ઞાની | ૧૪ | ૨/૩ | ૧૩ | ૫ | ૬ | અનંત ગુણા | ૭ |
| ૩૨ | શ્રુતઅજ્ઞાની | ૧૪ | ૨/૩ | ૧૩ | ૫ | ૬ | સરખા | ૮ |
| ૩૩ | વિભંગજ્ઞાની | ૨ | ૨/૩ | ૧૩ | ૫ | ૬ | અસંખ્યાત ગુણા | ૫ |
| ૩૪ | સામાયિકચારિત્રી | ૧ | ૪ | ૧૩ | ૭ | ૬ | સંખ્યાત ગુણા | ૫ |
| ૩૫ | છેદોપસ્થાપનીય | ૧ | ૪ | ૧૩ | ૭ | ૬ | સંખ્યાત ગુણા | ૪ |
| ૩૬ | પરિહાર વિશુદ્ધિ | ૧ | ૨ | ૯ | ૭ | ૬ | સંખ્યાત ગુણા | ૨ |
| ૩૭ | સૂક્ષ્મ સંપરાય | ૧ | ૧ | ૯ | ૭ | ૧ | સર્વથી થોડા | ૧ |
| ૩૮ | યથાખ્યાત ચારિત્રી | ૧ | ૪ | ૧૧ | ૯ | ૧ | સંખ્યાત ગુણા | ૩ |
| ૩૯ | દેશ વિરતિ | ૧ | ૧ | ૧૧ | ૬ | ૬ | અસંખ્યાત ગુણા | ૬ |
| ૪૦ | અવિરતિ | ૧૪ | ૪ | ૧૩ | ૯ | ૬ | અનત ગુણા | ૭ |
| ૪૧ | ચક્ષુ દર્શની | ૩/૬ | ૧૨ | ૧૩ | ૧૦ | ૬ | અસંખ્યાત ગુણા | ૨ |
| ૪૨ | અચક્ષુ દર્શની | ૧૪ | ૧૨ | ૧૫ | ૧૦ | ૬ | અનંત ગુણા | ૪ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪૩ | અવધિ દર્શની | ૨ | ૯ | ૧૫ | ૭ | ૬ | સર્વથી થોડા | ૧ |
| ૪૪ | કેવલ દર્શની | ૧ | ૨ | ૭ | ૨ | ૧ | અનંત ગુણા | ૩ |
| ૪૫ | કૃષ્ણલેશ્યાવંત | ૧૪ | ૬ | ૧૫ | ૧૦ | ૧ | વિશેષાધિક | ૬ |
| ૪૬ | નીલલેશ્યાવંત | ૧૪ | ૬ | ૧૫ | ૧૦ | ૧ | વિશેષાધિક | ૫ |
| ૪૭ | કાપોતલેશ્યાવંત | ૧૪ | ૬ | ૧૫ | ૧૦ | ૧ | અનંત ગુણા | ૪ |
| ૪૮ | તેજોલેશ્યાવંત | ૩ | ૭ | ૧૫ | ૧૦ | ૧ | અસંખ્યાત ગુણા | ૩ |
| ૪૯ | પદ્મલેશ્યાવંત | ૨ | ૭ | ૧૫ | ૧૦ | ૧ | અસંખ્યાત ગુણા | ૨ |
| ૫૦ | શુક્લલેશ્યાવંત | ૨ | ૧૩ | ૧૫ | ૧૨ | ૧ | સર્વથી થોડા | ૧ |
| ૫૧ | ભવ્ય | ૧૪ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ | અનંત ગુણા | ૨ |
| ૫૨ | અભવ્ય | ૧૪ | ૧ | ૧૩ | ૧૫ | ૬ | સર્વથી થોડા | ૧ |
| ૫૩ | ક્ષાયોપશમિક સમ્યક્ત્વી | ૨ | ૪ | ૧૫ | ૭ | ૬ | અસંખ્યાત ગુણા | ૪ |
| ૫૪ | ક્ષાયિક સમ્યક્ત્વી | ૨ | ૧૧ | ૧૫ | ૯ | ૬ | અનંત ગુણા | ૫ |
| ૫૫ | ઔપશમિક સ૦ | ૨ | ૮ | ૧૩ | ૭ | ૬ | સંખ્યાત ગુણા | ૨ |
| ૫૬ | મિશ્રદષ્ટિ | ૧ | ૧ | ૧૦ | ૫/૬ | ૬ | સંખ્યાત ગુણા | ૩ |
| ૫૭ | સાસ્વાદનસ૦ | ૭ | ૧ | ૧૩ | ૫ | ૬ | સર્વથી થોડા | ૧ |
| ૫૮ | મિથ્યાત્વી | ૧૪ | ૧ | ૧૩ | ૫ | ૬ | અનંત ગુણા | ૬ |
| ૫૯ | સંજ્ઞી | ૨ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ | સર્વથી થોડા | ૧ |
| ૬૦ | અસંજ્ઞી | ૧૨ | ૨ | ૬ | ૪ | ૪ | અનંત ગુણા | ૨ |
| ૬૧ | આહારી | ૧૪ | ૧૩ | ૧૫ | ૧૨ | ૬ | અસંખ્યાત ગુણ | ૨ |
| ૬૨ | અણાહારી | ૮ | ૫ | ૧ | ૧૦ | ૬ | સર્વથી થોડા | ૧ |

## ગુણઠાણાને વિષે જીવસ્થાન

**सव्व-जिअठाण-मिच्छे, सग-सासणि पण अपज्ज सन्निदुगं,**
**सम्मे, सन्नी-दुविहो, सेसेसुं सन्नि-पज्जत्तो ॥ ४५ ॥**

### શબ્દાર્થ

**સવ્વ જીઅઠાણ**=સર્વ જીવસ્થાન **મિચ્છે**=મિથ્યાત્વ ગુણઠાણે **સગ**=સાત **સાસણિ**=સાસ્વાદને **પણ**=પાંચ **અપજ્જ**=અપર્યાપ્તા **સન્નિદુગં**=સંજ્ઞિ દ્વિક, **સમ્મે**=સમ્યગ્દષ્ટિ ગુણઠાણે, **સન્ની**=સંજ્ઞી **દુવિહો**=બે પ્રકારે **સેસેસુ**=બાકીના ગુણ સ્થાનને વિષે **સન્નિપજ્જત્તો**=સંજ્ઞી પર્યાપ્તો.

### ગાથાર્થ

**મિથ્યાત્વ ગુણઠાણે સર્વ જીવસ્થાન હોય, પાંચ અપર્યાપ્તા અને સંજ્ઞીદ્વિક મળી સાત જીવસ્થાન સાસ્વાદન ગુણઠાણે હોય. અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે બે પ્રકારના સંજ્ઞી હોય. બાકીના ગુણ સ્થાનકને વિષે સંજ્ઞી પર્યાપ્તો હોય. ॥ ૪૫ ॥**

વિશેષાર્થ–હવે ચૌદ ગુણઠાણાને વિષે દશ દ્વાર કહે છેઃ—

ત્યાં પ્રથમ જીવસ્થાન કહેછેઃ—

મિથ્યાત્વ ગુણઠાણે સર્વે (ચૌદ) જીવના ભેદો હોય.

સાસ્વાદન ગુણઠાણે સાત જીવના ભેદ હોય, તે આ પ્રમાણે.

૧ બાદર એકેંદ્રિય, ૨ બેઈંદ્રિય. ૩ તેઈંદ્રિય ૪ ચૌરિંદ્રિય અને પાંચમો અસંજ્ઞી પંચેંદ્રિય; એ પાંચ અપર્યાપ્તા અને સંજ્ઞિ પંચેંદ્રિય પર્યાપ્તા અપર્યાપ્તા એવં સાત હોય (એકેંદ્રિયમાં સમ્યક્ત્વ વમતો અવતરે તેથી અપર્યાપ્ત અવસ્થાએ સાસ્વાદન ગુણઠાણું હોય અને સંજ્ઞિ પંચેંદ્રિયને ગ્રંથીભેદ કર્યા પછી ઉપશમ સમ્યક્ત્વ પામીને પડતાં સાસ્વાદન ગુણઠાણુ હોય), ઇહાં સઘળે અપર્યાપ્તો કહ્યો તે કરણ અપર્યાપ્તો જાણવો, પણ લબ્ધિ અપર્યાપ્તો નહિ, જે ભણી લબ્ધિ અપર્યાપ્તામાં સાસ્વાદન ગુણઠાણું હોય નહિ.

સમ્યક્ત્વ ગુણઠાણે સંજ્ઞિ પંચેંદ્રિય પર્યાપ્તો, અને અપર્યાપ્તો એ બે ભેદ હોય,

શેષ મિશ્રદેશ વિરતિ પ્રમુખ ૧૧ ગુણઠાણે સંજ્ઞિ પંચેંદ્રિય પર્યાપ્તો એ એકજ જીવનો ભેદ હોય. ॥૪૫॥

## ગુણઠાણાને વિષે યોગ

**मिच्छ -दुगि-अजइ-जोगा, हारदुगूणा अपुव्व-पणगे-उ**
**मणवइ-उरलं-सविउव्वि, मीसि-सविउव्वि दुग-देसे॥४६॥**

### શબ્દાર્થ

મિચ્છદુગિ=મિથ્યાત્વદ્વિકે, અજઈ=અવિરતિ સમ્યકદૃષ્ટિએ જોગા=યોગો આહારદુગ=આહારકદ્વિક, ઊણા=ઓછા અપુવ્વપણગે=અપૂર્વાદિક પાંચ ગુણઠાણે, ઉ=તો મણ=મનના વઈ=વચનના, ઉરલ=ઔદારિકકાયયોગ, સવિઉવ્વિ=વૈક્રિય સહિત, મીસિ=મિશ્ર ગુણઠાણે, સવિઉવ્વિદુગ વૈક્રિયદ્વિક સહિત, દેસે=દેશ વિરતિ ગુણઠાણે

### ગાથાર્થ

**મિથ્યાત્વદ્વિક (મિથ્યાત્વ અને સાસ્વાદન) ને વિષે અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે અહારકદ્વિક વિના (તેર) યોગ હોય. અપૂર્વકરણાદિ પાંચ ગુણઠાણે તો મનના (૪) વચનના (૪) અને ઔદારિક કાય (એ નવ) યોગ હોય. વૈક્રિય કાયયોગ સહિત (દશ યોગ) મિશ્ર ગુણઠાણે હોય દેશવિરતિ ગુણઠાણે વૈક્રિયદ્વિક સહિત (અગ્યાર યોગ) હોય. ॥૪૬॥**

### હવે યોગ કહેછે:—

વિશેષાર્થ–૧ મિથ્યાત્વ, ૨ સાસ્વાદન, ૩ અવિરતિ સમ્યગ્ દૃષ્ટિ, એ ત્રણ ગુણઠાણે આહારકદ્વિક વિના તેર યોગ હોય આ આહારક દ્વિક તો સંયતને જ હોય તે માટે.

અપૂર્વાદિક–૮–૯ ૧૦–૧૧–૧૨ એ પાંચ ગુણઠાણે ચાર મનના, ચાર વચનના અને ઔદારિક કાયયોગ એવ નવ યોગ હોય.

અહીં લબ્ધિનું પ્રયુ જવું ન હોય તે માટે વૈક્રિયદ્વિક અને આહારક દ્વિક એ બે યોગ ન હોય.[1]

મિશ્ર ગુણઠાણે પૂર્વોકત નવ યોગ વૈક્રિય કાયયોગ સહિત કરતાં, એટલે દશ યોગ હોય

---

૧ અહીં અપર્યાપ્તો ન હોય તેથી ઔદારિક મિશ્ર ન હોય. અને કાર્મણ કાયયોગ તો અંતરાલ ગતિમા હોય તેથી અહીં ન હોય. વળી સમુદ્ઘાત અવસ્થા પણ અહીં નથી માટે તે બન્ને યોગ ન હોય.

વૈક્રિયવંતને મિશ્ર ગુણઠાણું હોય પણ મિશ્રે વૈક્રિય પ્રારંભ ન કરે તે માટે વૈક્રિયમિશ્ર ન હોય.

દેશવિરતિ ગુણઠાણે પૂર્વોકત નવયોગ વૈક્રિયદ્વિક સહિત એટલે ૧૧ યોગ હોય. ॥૪૬॥

## साहारदुग-पमत्ते-ते विउवाहारमीस-विणु-इअरे;
## कम्मुरलदुगंताइम-मण-वयण-सजोगी-न-अजोगी ॥४७॥

### શબ્દાર્થ

સાહાર દુગ=આહારકદ્વિક સહિત. પમત્તે=પ્રમત્ત ગુણઠાણે તે=તે (તેર યોગ). વિઉવાહારમીસ=વૈક્રિય તથા આહારક મિશ્ર. વિણુ=વિના ઇઅરે=ઇતર (અપ્રમત્ત ગુણઠાણે). કમ્મ=કાર્મણ કાયયોગ ઉરલ દુગ=ઔદારિક દ્વિક. અંતાઇમ=પહેલા અને છેલ્લા. મણ વયણ=મન અને વચન યોગ સજોગી=સયોગી ગુણઠાણે. ન=ન હોય અજોગી=અયોગી ગુણઠાણે.

### ગાથાર્થઃ-

પૂર્વોકત અગ્યાર યોગ આહારક દ્વિક સહિત (તેર યોગ) પ્રમત્ત ગુણઠાણે હોય. તે તેર યોગ વૈક્રિય મિશ્ર અને આહારક મિશ્ર વિના (એટલે અગ્યાર યોગ) અપ્રમત્ત ગુણઠાણે હોય કાર્મણ કાયયોગ, ઔદારિકદ્વિક, છેલ્લા અને પહેલા મનના તથા વચનના (બે બે) યોગ (એ સાત) સયોગી કેવળીને હોય અને અયોગી કેવળીને યોગ ન હોય. ॥૪૭॥

વિશેષાર્થ-પ્રમત્ત ગુણઠાણે પૂર્વોકત ૧૧ તે આહારકદ્વિકે સહિત એવ તેર યોગ હોય, અહીં આહારક શરીર કરે તે માટે.

અપ્રમત્ત ગુણઠાણે પૂર્વોકત તેર યોગમાંથી વૈક્રિયમિશ્ર અને આહારક મિશ્ર એ બે યોગ વિના ૧૧ યોગ હોય; પ્રમત્ત થકા વૈક્રિય આહારક કરીને સાતમે આવે ત્યારે વૈક્રિય આહારક યોગ હોય, પણ અપ્રમત્ત થકા વૈક્રિય આહારક કરે નહી; અને છાંડે પણ નહીં, તે માટે અપ્રમત્તને વૈક્રિયમિશ્ર, આહારકમિશ્ર ન હોય.

સયોગી ગુણઠાણે ૧ કાર્મણ કાયયોગ, ૨ ઔદારિકમિશ્ર, ૩ ઔદારિક, ૫-૭ મન વચનના પહેલા અને છેલ્લા ચાર યોગ એમ ૭ (સાત) યોગ હોય

૧ કાર્મણ કાયયોગ ૨ ઔદારિકમિશ્ર કાયયોગ ૩ એ બે યોગ કેવલી સમુદ્ઘાતે હોય અને ઔદારિક કાયયોગ પહેલા અને છેલ્લા મન અને વચનના ચાર યોગ એ પાંચ તો સ્હેજે હોય, એવં સાત યોગ સયોગી ગુણઠાણે કેવલીને હોય

અયોગી ગુણઠાણે એકે યોગ ન હોય; યોગનો રોધ કરી અયોગી થયા માટે. ॥૪૭॥

## ति अनाण-दुदंसाइम,-दुगे-अजइ-देसि-ना -दं -तिगं ।
## ते मीसि-मीसा-समणा, जयाइ केवलदु-अंतदुगे ॥४८॥

શબ્દાર્થ

તિ અનાણ=ત્રણ અજ્ઞાન. દુદ સ=બે દર્શન. આઇમ દુગે=આદિના બે ગુણઠાણે. અજઇ=અવિરતિએ દેશ=દેશવિરતિએ નાણદંસતિગ=જ્ઞાન દર્શનત્રિક. તે=તે (૭ ઉપયોગ) મીસિ=મિશ્ર ગુણઠાણે મીસા=અજ્ઞાને મિશ્ર સમણા=મન પર્યવજ્ઞાન સહિત. જયાઇ= પ્રમત્તાદિ (સાત) ગુણઠાણે કેવલદુ=કેવલજ્ઞાન તથા કેવલ દર્શન અંતદુગે=છેલ્લા બે ગુણઠાણે.

ગાથાર્થ

પહેલા બે ગુણઠાણે ત્રણ અજ્ઞાન અને બે દર્શન (ચક્ષુ-અચક્ષુ) હોય. અવિરતિ અને દેશ વિરતિ ગુણઠાણે ત્રણ જ્ઞાન અને ત્રણ દર્શન હોય તે છ ઉપયોગ મિશ્ર ગુણઠાણે અજ્ઞાને કરી મિશ્ર હોય. મન પર્યવ જ્ઞાન સહિત (સાત ઉપયોગ) પ્રમત્તાદિ (સાત) ગુણઠાણે હોય, અને છેલ્લા બે ગુણઠાણે કેવલદ્વિક હોય. ॥૪૮॥

હવે ઉપયોગ કહે છે :-

વિશેષાર્થ—મિથ્યાત્વ અને સાસ્વાદન એ બે ગુણઠાણે ત્રણ અજ્ઞાન અને ચક્ષુ અચક્ષુ એ બે દર્શન એવ પાંચ ઉપયોગ હોય.

અવિરતિ સમ્યગ્ દૃષ્ટિ અને દેશવિરતિ એ બે ગુણઠાણે ત્રણ જ્ઞાન ચક્ષુ, અચક્ષુ, અને અવધિ દર્શન એવ ૬ ઉપયોગ હોય

મિશ્ર ગુણઠાણે એજ છ ઉપયોગ અજ્ઞાને કરી મિશ્રિત હોય, કોઈ વાર સમ્યકત્વ બાહુલ્ય હોય ત્યારે જ્ઞાન બાહુલ્ય અને કોઈ વારે મિથ્યાત્વ બાહુલ્ય હોય ત્યારે અજ્ઞાન બાહુલ્ય હોય.

અહિંઆ મિશ્ર ગુણઠાણે જે અવધિદર્શન કહ્યું તે સિદ્ધાંતને અભિપ્રાયે જાણવું પણ એ કર્મગ્રંથનો અભિપ્રાય નહીં.

પ્રમત્તથી બારમા લગે સાત ગુણઠાણે પૂર્વોકત છ ઉપયોગ મનઃ પર્યવજ્ઞાને સહિત એટલે સાત ઉપયોગ હોય.

અંતદ્વિકે એટલે છેલ્લાં બે સયોગી અને અયોગી ગુણઠાણાને વિષે કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ઉપયોગ હોય

શેષ ૧૦ છાદ્મસ્થિક ઉપયોગ છે તે ઇહાં ન હોય.

**नट्ठंमि य छाउमत्थिए नाणे इति वचनात् ॥४८॥**

**सासण-भावे नाणं, विउव्वगाहारगे-उरल-मिस्सं;**
**नेगिंदिसु-सासाणो-नेहाहिगयं-सुयमयं-पि ॥४९॥**

શબ્દાર્થ

સાસણ ભાવે=સાસ્વાદન ભાવે. નાણ=મતિ શ્રુત જ્ઞાન. વિઉવ્વગાહારગે=વૈક્રિય અને આહારક શરીરે. ઉરલ મિસ્સં=ઔદારિક મિશ્ર યોગ ન=નથી એગિંદિસુ=એકેંદ્રિયને વિષે. સાસાણો=સાસ્વાદનપણું નેહાહિગયં=અહીં ગ્રહણ કર્યું નથી સુય મય પિ= સૂત્રને વિષે માન્યું છે પણ

ગાથાર્થ

સાસ્વાદન પણ છતે જ્ઞાન, વૈક્રિય અને આહારક શરીરે ઔદારિક મિશ્ર કાય યોગ અને એકેંદ્રિયને વિષે સાસ્વાદન પણું નથી; એ પ્રકારે સૂત્રને વિષે માનેલું છે. છતાં અહીં (કર્મ ગ્રંથમાં) ગ્રહણ કર્યું નથી. ॥૪૯॥

વિશેષાર્થ—હવે આ ગાથા મતને સમાન છે પણ કેટલાએક ભાવ કર્મગ્રંથે નથી લીધા તે કહે છે

સિદ્ધાંતમાં સાસ્વાદન હોય ત્યાં જ્ઞાન કહ્યુ છે, તે માટે બેઇંદ્રિયાદિકને ઉપજતાં સાસ્વાદનપણે જ્ઞાની કહ્યા છે અને કર્મગ્રંથે જ્ઞાન ન કહ્યું. તેનો અભિપ્રાય એ છે કે જે સાસ્વાદન છે તે સમ્યકત્વથી પડતાં હોય, તે મિથ્યાત્વને સન્મુખ છે માટે મેલુ સમ્યકત્વ છે, ત્યાં જ્ઞાન પણ મલિન છે. તે માટે અજ્ઞાનજ કહ્યુ

'પન્નવણા અને ભગવતિ' પ્રમુખમાં વૈક્રિયને આહારકને પ્રારભકાળે ઔદારિક સાથે મિશ્રભાવે ઔદારિકમિશ્ર કહ્યું છે. પણ તે કર્મગ્રંથે અંગિકાર ન કર્યું, તેનો એ હેતુ છે. જે ગુણ પ્રત્યયિક લબ્ધિને બલવત્તરપણે કરીને કરવા માંડે તેતુ પ્રાધાનપણુ ગણાય. અહિયા વૈક્રિયાહારકનું પ્રાધાનપણુ વિવક્ષ્યું તેથી ઔદારિકમિશ્રયોગ ન ગ્રહ્યો પણ વૈક્રિયાહારકને પ્રારભ કાળે તથા પરિત્યાગ કાળે વૈક્રિયમિશ્ર અને આહારક મિશ્રજ કહ્યા.

સિદ્ધાંતે એકેંદ્રિય માંહે સાસ્વાદન ગુણઠાણું નથી એમ કહ્યું છે, અને કર્મગ્રંથકારે એકેંદ્રિયમાં સાસ્વાદન કહ્યુ છે તેતું કારણ કંઈ જણાતું નથી. જે સિદ્ધાંતે સ્પષ્ટ ના કહી તે કર્મગ્રંથકારે કેમ આદરી તેતું તત્ત્વ કેવલી જાણે.

વળી અહિયાં ગાથા માંહે નથી કહ્યું પણ ભગવતિ પન્નવણા જીવાભિગમ પ્રમુખ સિદ્ધાંત માંહે વિભગજ્ઞાનીને પણ અવધિદર્શન કહ્યુ છે તે માટે પહેલાથી માંડી બારમા ગુણઠાણા લગે અવધિદર્શન હોય, અને અહિયાં કર્મગ્રથના મતે વિભગજ્ઞાનીને અવધિદર્શન ન કહ્યુ, તે માટે ચોથા ગુણઠાણાથી ઉપરના ગુણઠાણેજ અવધિદર્શન હોય એમ કહ્યુ છે. ॥૪૯॥

## ગુણઠાણાને વિષે લેશ્યા અને બંધ હેતુ.

**छसु-सव्वा-तेउतिगं, इगि छसु-सुक्का-अजोगी अल्लेसा,**
**बंधस्स-मिच्छ-अविरइ, कसाय-जोगत्ति-चउ-हेऊ ॥५०॥**

### શબ્દાર્થ

છસુ=૭ ગુણઠાણાને વિષે સવ્વા=સર્વ લેશ્યા તેઉ–તિગં=તેજો, પદ્મ અને શુકલ એ ત્રણ ઇગિ=એક (અપ્રમત્ત)ને વિષે સુક્કા=શુક્લ લેશ્યા અજોગિ=અયોગીકેવળી. અલ્લેસા=લેશ્યા રહિત હોય બંધસ્સ=બંધના મિચ્છ=મિથ્યાત્વ અવિરઈ=અવિરતિપણુ કસાય=કષાય. જોગ=યોગ ત્તિ=એમ. ચઉ હેઉ=ચાર હેતુ ॥૫૦॥

## ગાથાર્થ

અભિગ્રહિક, અનભિગ્રહિક, આભિનિવેશિક, સાંશયિક અને અનાભોગિક એ પાંચ મિથ્યાત્વ. મન અને ઇંદ્રિયોનું છૂટાપણું અને છકાય જીવનો વધ એ બાર અવિરતિ. ॥૫૧॥

વિશેષાર્થ—હવે પાંચ ભેદે મિથ્યાત્વ કહે છે.

૧ પોતે માનેલુ એજ દર્શન સારૂં ઈત્યાદિ અભિગ્રહિક મિથ્યાત્વ,

૨ સર્વે દર્શન સારાં ઇત્યાદિ અનભિગ્રહિક મિથ્યાત્વ,

૩ પોતે ખોટું જાણે તોપણ ગોષ્ટામાહિલાદિકની પેરે પકડયો મત મૂકે નહીં તે અભિનિવેશિક મિથ્યાત્વ,

૪ જિન પ્રણિત વચનને વિષે સંશય રાખે તે સાંશયિક મિથ્યાત્વ,

૫ એકેંદ્રિયાદિકની પેરે અજાણપણું તે અનાભોગ મિથ્યાત્વ; એ પાંચ ભેદે મિથ્યાત્વ જાણવુ.

હવે બાર ભેદે અવિરતિ કહે છે—

પાંચ ઇંદ્રિય અને છઠું મન એ છ પોતપોતાને વિષયે પ્રવર્તે તેનુ અનિવારણ (અનિયત્રણ-છુટાપણુ) અને પૃથ્વીકાયાદિ છ જીવકાયનો વધ (હણવુ) એ બાર ભેદ અવિરતિના જાણવા ॥૫૧॥

---

**नव-सोल-कसाया पनर. जोग इअ उत्तरा उ   गव ।;**
**इग-चउ-पण-ति-गुणेसु, चउ-ति-दु-इग-पच्चओ बंधो ॥५२॥**

## શબ્દાર્થ

નવ સોલ-કસાયા=નવ તથા સોળ (મળી પચીસ) કષાય પનર જોગા=પંદર યોગ ઇઅ=એ પ્રમાણે ઉત્તરા=ઉત્તર ભેદ ઉ=વળી સગવન્ના=સત્તાવન ઇગ=એક ચઉ=ચાર પણ=પાંચ તિ=ત્રણ ગુણેસુ=ગુણઠાણાને વિષે (અનુક્રમે) ચઉ=ચાર તિ=ત્રણ દુ=બે ઇગ=એક પચ્ચઓ=પ્રત્યયિક બંધો=બંધ (હોય)

## ગાથાર્થ

નવ (નોકષાય) અને સોળ (કષાય) કષાયો. પંદર યોગ, એ પ્રકારે ઉત્તરભેદ વળી સત્તાવન થાય છે. એક, ચાર, પાંચ અને ત્રણ ગુણઠાણાને વિષે અનુક્રમે ચાર, ત્રણ. બે અને એક હેતુપ્રત્યયિક બંધ હોય ॥૫૨॥

વિશેષાર્થ—હાસ્યાદિક નવ નોકષાય અને સોળ કષાય, એવં ૨૫ કષાય, અને પૂર્વે વર્ણવેલા પન્નર યોગ; એ સર્વ મળીને બંધના મૂળ હેતુના ૫૭ ઉત્તર હેતુ જાણવા.

હવે ગુણઠાણે મૂળ ચાર હેતુ કહે છે—

પહેલે મિથ્યાત્વ ગુણઠાણે ચારે હેતુ પ્રત્યયિક બંધ હોય;

સાસ્વાદનાદિક ચાર ગુણઠાણે મિથ્યાત્વ ટાળીને ત્રણ પ્રત્યયિક બંધ હોય, અહીંઆ મિથ્યાત્વ ટળ્યું છે તે માટે.

પ્રમત્તાદિક પાંચ ગુણઠાણે કષાય અને યોગ એ બે પ્રત્યયિક બંધ હોય, અવિરતિ પણ ટળી છે તે માટે;

તથા ઉપશાન્તમોહાદિક ત્રણ ગુણઠાણે એકજ યોગ પ્રત્યયિક બંધ હોય, કષાય પણ ટળ્યા છે માટે;

અને અયોગિ તો હેતુના અભાવે અબંધક હોય. ॥૫૨॥

### ૧૨૦ ઉત્તર પ્રકૃતિને વિષે મુળ બંધ હેતુ.

**चउ-मिच्छ-मिच्छअविरइ, पच्चइआ साय-सोल-पणतीसा**
**जोगविणु ति-पच्चइआ,-हारग-जिण-वज्ज-सेसाओ ॥५३॥**

## શબ્દાર્થ

ચઉ=ચાર (હેતુ) પ્રત્યયિકી મિચ્છ=મિથ્યાત્વ પ્રત્યયિકી મિચ્છ-અવિરઈ-પચ્ચઈઆ=મિથ્યાત્વ અને અવિરતિ પ્રત્યયિકી સાય=સાતાવેદનીય સોલ=સોળ પ્રકૃતિ પણતીસા=પાંત્રીસ પ્રકૃતિ જોગવિણુ=યોગ વિના તિ=ત્રણ (બંધ હેતુ) પચ્ચઈઆ=પ્રત્યયિકી (હોય) આહારગ=આહારકદ્વિક જિણ=જિનનામ કર્મ વજ્જ=વર્જીને સેસાઓ=શેષ પ્રકૃતિઓ

## ગાથાર્થ

**ચાર હેતુ પ્રત્યયિકી સાતા વેદનીય, મિથ્યાત્વ પ્રત્યયિકી સોળ પ્રકૃતિ અને મિથ્યાત્વ તથા અવિરતિ પ્રત્યયિકી પાંત્રીશ પ્રકૃતિ હોય. જોગ વિના ત્રણ બંધ હેતુ પ્રત્યયિકી આહારકદ્વિક અને જિન-નામ વર્જીને બાકીની પ્રકૃતિ જાણવી. ॥૫૩॥**

વિશેષાર્થ—એક સાતા વેદનીય ચાર હેતુએ બંધાય, મિથ્યાત્વથી સયોગી લગે બંધાય છે તે માટે.

નરકત્રિક, જાતિચતુષ્ક, સ્થાવર ચતુષ્ક,હુંડક સંસ્થાન, આ તપ નામકર્મ, છેવઠું સંઘયણ, નપુંસકવેદ અને મિથ્યાત્વ, એ સોળ પ્રકૃતિ એક મિથ્યાત્વ હેતુએજ બંધાય, એનો મિથ્યાત્વ ગુણઠાણેજ બંધ છે, ઉપરના ગુણઠાણે નથી તે માટે.

તથા—

તિર્યંચત્રિક, થીણદ્ધિત્રિક, દુર્ભગત્રિક, અનંતાનુબંધીચતુષ્ક, મધ્યાકૃતિચતુષ્ક, મધ્યસંઘયણચતુષ્ક, નીચગોત્ર, ઉદ્યોતનામકર્મ, અશુભ વિહાયોગતિ, સ્ત્રીવેદ, એ પચીશ પ્રકૃતિ સાસ્વાદનને અંતે ટળે અને વજ્રઋષભનારાચ સંઘયણ, મનુષ્યત્રિક, બીજા ચાર કષાય અને ઔદારિકદ્વિક એ દશ પ્રકૃતિ અવિરતિને અંતે ટળે, એવં ૩૫ પ્રકૃતિ મિથ્યાત્વ અને અવિરતિ એ બે હેતુએ બંધાય; અવિરતિ ટળ્યે એનો બંધ ટળે તે માટે.

એ (૫૨) પ્રકૃતિ કહી,

શેષ ૬૮ રહી તે માહેથી-

આહારકદ્વિક અને જિન નામકર્મ એ ત્રણ ટાળીને શેષ ૬૫ પ્રકૃતિ યોગ વિના મિથ્યાત્વ, અવિરતિ અને કષાય એ ત્રણ હેતુએ બંધાય, મિથ્યાત્વથી સૂક્ષ્મસંપરાય લગે એનો યથાયોગ્ય બંધ છે, પછી કેવળ યોગ રહ્યો ત્યાં એનો બંધ નહી તે માટે યોગ ટાળ્યો.

આહારકદ્વિક અને જિનનામ એ ત્રણ પ્રકૃતિ તો એ ચાર હેતુ માંહિ કોઇ હેતુએ ન બંધાય, કારણ કે સમ્યકત્વ ગુણે કરીને તીર્થંકર

નામ બંધાય, અને સંયમ ગુણે કરીને આહારકદ્વિક બંધાય.

'सम्मत्त-गुण-निमित्तं तित्थयरं संजमे आहारं' इति वचनात् ॥५३॥

ગુણઠાણાને વિષે ઉત્તર બંધ-હેતુ :-

**पणपन्न पन्ना तिअछहिअ,-चत्त गु चत्त -चउ-दुग-वीसा;**
**सोलस-दस-नव-नव-सत्त-हेउणो न उ अजोगिंमि ॥५४॥**

શબ્દાર્થ

પણપન્ન=પચાવન પન્ના=પચાસ તિઅછહિઅચત્ત=તેંતાલીશ, છેંતાલીશ ગુણચત્ત=ઓગણચાલીશ છ ચઉ-દુગ-વીસા=છવીશ, ચોવીશ અને બાવીશ સોલસ=સોલ દસ=દશ નવ-નવ=નવ-નવ સત્ત=સાત, હેઉણો=બંધ હેતુઓ (જાણવા) ન=નથી ઉ=વળી અજોગિંમિ=અજોગી ગુણઠાણે

ગાથાર્થ

(અનુક્રમે) પંચાવન, પચાસ, તેંતાલીશ, છેંતાલીશ, ઓગણચાળીશ, છવીશ, ચોવીશ, બાવીશ, સોળ, દશ, નવ, નવ અને સાત ઉત્તર બંધ હેતુઓ (તેર ગુણઠાણાને વિષે) જાણવા. અયોગી ગુણઠાણે વળી બંધ હેતુ નથી. ॥૫૪॥

વિશેષાર્થ-મિથ્યાત્વે ૫૫ બંધ હેતુ હોય, સાસ્વાદને ૫૦, મિશ્રે ૪૩, અવિરતિ સમ્યકત્વે ૪૬, દેશવિરતિ ગુણઠાણે ૩૯, પ્રમત્તે ૨૬, અપ્રમત્તે ૨૪, અપૂર્વકરણે ૨૨, અનિવૃત્તિ બાદરે ૧૬, સૂક્ષ્મ સંપરાયે ૧૦, ઉપશાન્ત મોહે ૯, ક્ષીણમોહે ૯ અને સયોગીએ ૭ બંધ હેતુ હોય.

અને અજોગી ગુણઠાણે હેતુ નહી, બંધનો અભાવ છે માટે ॥૫૪॥

**पणपन्न-मिच्छि हारग-दुगूण-सासाणि पन्न मिच्छ-विणा,**
**मीसदुग-कम्म-अण-विणु, तिचत्त-मीसे-अह-छचत्ता ॥५५॥**

### શબ્દાર્થ

પણપન્ન=પચાવન મિચ્છિ=મિથ્યાત્વ ગુણઠાણે આહારગદુગ=આહારકદ્વિક ઊણ=હીન સાસણિ=સાસ્વાદને પન્ન=પચાસ મિચ્છવિણા=પાંચ મિથ્યાત્વવિના મીસદુગ=મિશ્રદ્વિક (ઔદારિકમિશ્ર-વૈક્રિયમિશ્ર) કમ્મ=કાર્મણકાયયોગ અણ=અનંતાનુબંધિ વિણુ=વિના તિચત્ત=તેતાલીશ મીસે=મિશ્ર ગુણઠાણે અહ=હવે છચત્તા=છેતાલીશ

### ગાથાર્થ

**આહારકદ્વિક વિના ૫૫ મિથ્યાત્વ ગુણઠાણે; સાસ્વાદને પાંચ મિથ્યાત્વ વિના ૫૦ અને મિશ્રદ્વિક (ઔદારિક મિશ્ર-વૈક્રિયમિશ્ર), કાર્મણ કાયયોગ અને અનંતાનુબંધી કષાય (એ સાત) વિના ૪૩ મિશ્ર ગુણઠાણે બંધ હેતુઓ હોય હવે ૪૬**

**વિશેષાર્થ**-મિથ્યાત્વ ગુણઠાણે આહારકદ્વિકનો ઉદય ન હોય તે માટે ૫૫ બંધ હેતુ હોય.

સાસ્વાદન ગુણઠાણે પાંચ મિથ્યાત્વ વિના ૫૦ બંધ હેતુ હોય, પાંચ મિથ્યાત્વ તો મિથ્યાત્વ ગુણઠાણે રહ્યા તે માટે.

આ ૫૦ બંધ હેતુ માંહેથી ૧ ઔદારિકમિશ્ર, ૨ વૈક્રિયમિશ્ર, ૩ કાર્મણ કાયયોગ અને ચાર અનંતાનુબંધી કષાય, એ સાત વિના મિશ્રગુણઠાણે ૪૩ બંધ હેતુ હોય ૧ ઔદારિકમિશ્ર ૨ વૈક્રિયમિશ્ર અને ૩ કાર્મણ, એ ત્રણ તો ઉપજતી વેળાએ અને ગત્યંતરાલે હોય પણ મિશ્ર ગુણઠાણે કોઇ જીવ મરે નહીં તે માટે ન હોય; અને અનંતાનુબંધીનો ઉદય તો સાસ્વાદન લગેજ હોય, તે માટે પણ અહીં ન હોય

હવે છેતાલીશ હોય. (ક્યાં હોય તે આગળની ગાથામાં કહે છે.) ॥૫૫॥

**स-दुमीस-कम्म अजए, अविरइ कम्मुरल-मीस वि-कसाए;**
**मुत्तु गुणचत्त-देसे, छवीस साहारदु पमत्ते ॥५६॥**

### શબ્દાર્થ

સ=સહિત દુ-મીસ=બે મિશ્ર (ઔદારિક-વૈક્રિય) કમ્મ=કાર્મણયોગ અજએ=અવિરતિ ગુણઠાણે અવિરઈ=(ત્રસકાયનુ) અવિરતિપણુ કમ્મ=કાર્મણયોગ ઉરલમીસ=

**ઔદારિક** મિશ્ર **બી કસાએ**=બીજા (અપ્રત્યાખ્યાનીય ચાર), કષાય **મુત્તુ**=મૂકીને **ગુણચત્ત**=ઓગણચાલીશ **દેસે**=દેશવિરતિ ગુણઠાણે **છવીસ**=છવીસ **સાહારદુ**=આહારકદ્વિક સહિત **પમત્તે**=પ્રમત્ત ગુણઠાણે

ગાથાર્થ

**બે મિશ્રયોગ (ઔદારિક-વૈક્રિય) અને કાર્મણ કાયયોગ સહિત (૪૬ બંધ હેતુ) અવિરતિ ગુણઠાણે હોય. ત્રસકાયની અવિરતિ, કાર્મણ કાયયોગ, ઔદારિક મિશ્ર અને બીજા (અપ્રત્યાખ્યાનીય) ચાર કષાય મૂકીને ૩૯ બંધ હેતુ દેશવિરતિ ગુણઠાણે હોય. પ્રમત્ત ગુણઠાણે ૨૬ બંધ હેતુ હોય; તે આહારકદ્વિક સહિત અને, ॥૫૬॥**

**વિશેષાર્થ**—પૂર્વોક્ત ૪૩ હેતુને ૧ ઔદારિકમિશ્ર, ૨ વૈક્રિયમિશ્ર અને ૩ કાર્મણ એ ત્રણ સહિત કરતાં અયત (અવિરતિ સમ્યગ્ દ્રષ્ટિ) ગુણઠાણે ૪૬ હેતુ હોય; એ ત્રણ ગત્યંતરાલે હોય અને ગત્યંતરાલે પણ ચોથુ ગુણઠાણુ હોય તે માટે

તે મધ્યેથી ૧ ત્રસકાયની અવિરતિ, ૨ કાર્મણ, ૩ ઔદારિક-મિશ્ર અને અપ્રત્યાખ્યાનીય ચાર કષાય એ સાત હેતુ ટાળીએ ત્યારે દેશવિરતિ ગુણઠાણે ૩૯ હેતુ હોય.

પ્રમત્ત ગુણઠાણે ૨૬ બંધ હેતુ હોય, ત્યાં આહારકદ્વિકનો ઉદય હોય તે માટે તે બે સહિત કરીએ એટલે, ॥૫૬॥

**अविरइ-इगार-तिकसाय, वज्ज-अपमत्ति-मीसदुग-रहिआ;**
**चउवीस अपुव्वे पुण, दुवीस अ-विउव्वि-आहारे ॥५७॥**

શબ્દાર્થ

અવિરઈ=અવિરતિ ઈગાર=અગ્યાર તિકષાય= ત્રીજા (પ્રત્યાખ્યાનીય) ચાર કષાય વજ્જ=રહિત અપમત્તિ=અપ્રમત્ત ગુણઠાણે **મીસદુગ**=મિશ્રદ્વિક (વૈક્રિયમિશ્ર-આહારક મિશ્ર) રહિઆ=રહિત ચઉવીસ=ચોવીશ અપુવ્વે=અપૂર્વકરણ ગુણઠાણે પુણ=વળી **દુ-વીસ**=બાવીશ અ-વિઉવ્વિ-આહારે=વૈક્રિય અને આહારક વિના

ગાથાર્થ

અગ્યાર અવિરતિ તથા ત્રીજા (પ્રત્યાખ્યાનીય) ચાર કષાય રહિત (૨૬ હેતુ) પ્રમત્તે હોય; અને અપ્રમત્ત ગુણઠાણે મિશ્રદ્વિક (વૈક્રિયમિશ્ર-

આહારકમિશ્ર) રહિત ચોવીશ બંધહેતુ હોય. અપૂર્વકરણ ગુણઠાણે વળી વૈક્રિય અને આહારક વિના ૨૨ બંધહેતુ હોય. ॥૫૭॥

વિશેષાર્થ—(દેશવિરતિ ગુણઠાણે ૩૯ હોય તેને આહારકદ્વિક સહિત કરીએ એટલે) ૪૧ હેતુ થાય, તે માંહેથી ૧૧ અવિરતિ અને પ્રત્યાખ્યાનીય ચાર કષાય, એ ૫ંદર હેતુ ટાળીએ ત્યારે પ્રમત્ત ગુણઠાણે ૨૬ હેતુ હોય

અપ્રમત્ત થકો વૈક્રિય–આહારકનો પ્રારંભ ન કરે માટે ૧ વૈક્રિયમિશ્ર અને ૨ આહારકમિશ્ર એ બે હેતુને ટાળીને ૨૪ હેતુ હોય.

.અપૂર્વકરણ ગુણઠાણે વૈક્રિય અને આહારક પણ ન હોય તે માટે ૨૨ હેતુ હોય. ॥૫૭॥

**अ- हास-सोल-बायरि, सुहुमे दस वेअ-संजलण-ति-विणा**
**खीणुवसंति अलोभा, सजोगी पुव्वुत्त सग जोगा ॥५८॥**

શબ્દાર્થ

અછહાસ=હાસ્યાદિક ૭ વિના સોલ=સોલ બાયરિ=બાદર સંપરાયે સુહુમે=સૂક્ષ્મ સંપરાયે દસ=દશ વેઅ=વેદ ત્રણ સંજલણતિ=સંજવલન ત્રણ (ક્રોધ-માન-માયા) વિણા=વિના ખીણુવસંતિ=ક્ષીણ મોહ તથા ઉપશાન્ત મોહે અલોભા=લોભ વિના (નવ) સજોગી=સયોગી ગુણઠાણે પુવ્વુત્ત=પૂર્વોક્ત સગજોગા=સાત યોગ

ગાથાર્થ

હાસ્યષટ્ક વિના ઘોળ બંધહેતુ બાદરસંપરાયે હોય સૂક્ષ્મ-સંપરાયે ત્રણ વેદ અને સંજ્વલનત્રિક (ક્રોધ-માન-માયા) વિના દશ બંધહેતુ હોય. ઉપશાન્ત મોહ ગુણઠાણે તથા ક્ષીણ મોહ ગુણઠાણે લોભ વિના નવ બંધ-હેતુ હોય. સયોગી ગુણઠાણે પૂર્વોક્ત સાત યોગ હોય. ॥૫૮॥

વિશેષાર્થ—પૂર્વોક્ત ૨૨ હેતુમાંથી હાસ્યાદિ ૭ વર્જીને ૧૬ અનિવૃત્તિ-બાદર ગુણઠાણે હોય.

તે માંહેથી ત્રણવેદ અને સંજ્વલનત્રિક (ક્રોધ–માન–માયા) એ ૬ હેતુ ટાળીને સૂક્ષ્મ સંપરાય ગુણઠાણે ૧૦ હેતુ હોય.

તે માંહેથી સંજ્વલન લોભ ટાળીને ઉપશાન્તમોહ તથા ક્ષીણમોહ એ બે ગુણઠાણે ૯ હેતુ હોય

સયોગી ગુણઠાણે પહેલું તથા છેલ્લું મન, પહેલું તથા છેલ્લું વચન, ઔદારિક કાયયોગ, ઔદારિકમિશ્ર કાયયોગ અને કાર્મણ કાયયોગ એ સાત હેતુ હોય.

ઈહાં ચોદ ગુણઠાણે ઉત્તર બંધ હેતુ કહ્યા, તે સર્વજીવ આશ્રયીને સમુચ્ચયપદે કહ્યા,

પણ એકેક જીવ આશ્રયીને વિવક્ષીએ ત્યારે તેના ૪૭૧૩૦૧૦ ભાંગા થાય,

ત્યા પ્રથમ મિથ્યાત્વ ગુણઠાણે ૩૪૭૭૬૦૦ ભાંગા થાય

તે આ પ્રમાણે–

મિથ્યાત્વ ગુણઠાણે આહારકદ્વિક વિના ૫૫ હેતુ સમુચ્ચયપદે કહ્યા પણ એક જીવને તો જઘન્યથી ૧૦, મધ્યમથી ૧૧, ૧૨, ૧૩, ૧૪. ૧૫, ૧૬, ૧૭ અને ઉત્કૃષ્ટથી ૧૮ હેતુ; એમ નવ વિકલ્પ હોય,

ત્યાં પાંચ મિથ્યાત્વમાંથી એક જીવને એક સમયે એકજ મિથ્યાત્વ હોય,

પાંચ ઇંદ્રિય મધ્યે એક ઇંદ્રિયનો વિષય હોય અને મનની અવિરતિ તો યોગ મધ્યેજ ગણી છે માટે અહીંઆ ગણવી નહી.

તથા છકાય મધ્યે કોઇક જીવ કોઈ વારે એક કાયનો વધ કરે એટલે પૃથ્વીનોજ વધ કરે અથવા અપનોજ વધ કરે, એવં છ કાયના ૬ ભાગા થાય.

કોઇક જીવ બે કાયનો વધ કરે તેના દ્વિકસંયોગી ૧૫ ભાગા થાય, કોઈક જીવ ત્રણ કાયનો વધ કરે, તેના ત્રિકસંયોગી ૨૦ ભાગા થાય એમ ચતુઃસંયોગી ૧૫ ભાંગા.

પંચસંયોગી ૬ ભાંગા,

અને ષટ્સયોગી એક ભાંગો થાય.

જયાં જેટલી કાયનો વધ વિવક્ષીએ ત્યાં તેટલા ભાંગા સાથે પાંચ મિથ્યાત્વે ગુણીએ,

તેને પાંચ ઇંદ્રિયે ગુણીએ,

તેને બે યુગલ સાથે ગુણીએ,

તેને ત્રણ વેદે ગુણીએ,

તેને ચાર કષાયે ગુણીએ,

તેને વળી યોગ સાથે ગુણીએ,

એટલે જ્યાં જેટલા મિથ્યાત્વ વગેરે હોય તેટલા સાથે અનુક્રમે ગુણીએ ત્યારે ત્યાં તેટલા ભાંગા થાય.

એ ભાંગા ઉપજાવવાની વિધિ.—

## મિથ્યાત્વે બંધ હેતુ ભાંગા.

હવે :—

પ્રથમ મિથ્યાત્વે જઘન્યપદે ૧ એક કાયનો વધ, ૨ એક મિથ્યાત્વ, ૩ એક ઇંદ્રિય, ૪–૫ એક યુગલ, ૬ એક વેદ, ૭–૯ ત્રણ કષાય, તે ક્ષાયોપશમિક સમ્યક્ત્વી પડતો મિથ્યાત્વે આવે ત્યારે બંધાવલિકા અથવા સંક્રમાવલિકા લગે અનંતાનુબંધી ઉદયે ન હોય ત્યારે કષાયના ત્રણજ ભેદ હોય અને અનંતાનુબંધીના ઉદય વિના મિથ્યાત્વી મરે નહિં તેથી અપર્યાપ્તાવસ્થાભાવી ૧ કાર્મણ, ૨ ઓદારિકમિશ્ર, ૩ વૈક્રિયમિશ્ર, એ ત્રણ યોગ પણ ન હોય, ત્યારે ૧૦ યોગ માંહેલો એક યોગ એ ૧૦ હેતુ હોય, માટે એક કાયના ભાંગા ૬ તેને પાંચ મિથ્યાત્વ સાથે ગુણતાં ૩૦ થયા. તેને પાંચ ઇંદ્રિય સાથે ગુણતાં ૧૫૦ થયા. તેને ૨ યુગલ સાથે ગુણતાં ૩૦૦ થયા તેને ત્રણ વેદ સાથે ગુણતાં ૯૦૦ થયાં તેને ૪ કષાય સાથે ગુણતાં ૩૬૦૦ થયા. તેને દશ યોગ સાથે ગુણતાં ૩૬૦૦૦ થયા એ દશ હેતુના ભાંગા થયા.

હવે એ દશ માંહે ભય મેળવીએ ત્યારે ૧૧ હેતુ થાય, ત્યાં પણ એમજ ૩૬૦૦૦ ભાંગા થાય. અથવા કુચ્છા (જુગુપ્સા) મેળવીએ તો પણ ૩૬૦૦૦ ભાંગા થાય. તથા બે કાયનો વધ વિવક્ષીયએ તોપણ ૧૧ હેતુ થાય; ત્યાં કાયભાંગા ૧૫ સાથે પૂર્વોક્ત રીતિએ ગણીએ ત્યારે ૯૦૦૦૦ ભાંગા થાય. તથા અનંતાનુબંધીનો ઉદય હોય ત્યારે ૪ કષાયે ૧૧ હેતુ હોય, ત્યાં યોગ ૧૩ છે તેથી ત્યાં [1]ભાંગા ૪૬૮૦૦ થાય.

એ ૧૧ હેતુના ૪ વિકલ્પ ભેળા કરીએ ત્યારે ૨૦૮૮૦૦ ભાંગા થાય.

હવેઃ—

પુર્વોક્ત ૧૦ મધ્યે ભય અને કુચ્છા મેળવીએ ત્યારે ૧૨ હેતુ થાય, ત્યાં ૩૬૦૦૦ ભાંગા થાય. તથા ભય અને બે કાય લેખવીએ ત્યારે બે કાયના ૧૫ ભાંગા સાથે ગુણતાં ૯૦૦૦૦ ભાંગા થાય. કુચ્છા અને બે કાય સાથે ૯૦૦૦૦ થાય. ત્રણે કાય લેખવીએ ત્યારે ૨૦ ભાંગા સાથે ગુણતાં ૧૨૦૦૦૦ થાય અનંતાનુબંધીનો ઉદય હોય ત્યારે અનંતાનુબંધી અને ભય મેળવીયે ત્યાં યોગ ૧૩ હોય, ત્યારે ૪૬૮૦૦ ભાંગા થાય અનતાનુબંધી અને કુચ્છા મેળવતાં ૪૬૮૦૦ ભાંગા થાય. તથા અનંતાનુબંધી અને બે કાય લેખવતાં ૧૧૭૦૦૦ ભાંગા થાય.

એ બાર હેતુના ૭ વિકલ્પે થઈને ૫૪૬૬૦૦ ભાંગા થયા.

હવે—

પુર્વોક્ત ૧૦ મધ્યે ભય તથા કુચ્છા મેળવીએ અને *બે કાય લેખવીએ ત્યારે ૧૩ હેતુ થાય, ત્યાં ૯૦૦૦૦ ભાંગા થાય. ભય અને ત્રણ કાય લેખવીએ ત્યારે ૧૨૦૦૦૦ ભાંગા થાય. કુચ્છા અને ત્રણ કાયે પણ ૧૨૧૦૦૦ ભાંગા થાય. ૪ કાય લેખવીએ ત્યારે ૯૦૦૦૦ ભાંગા થાય તથા અનંતાનુબંધીને ઉદયે ભય, કુચ્છા મેળવીએ ત્યારે

---

[1] ચાર કષાય સુધી ગુણતાં પુર્વોક્ત રીતે ૩૬૦૦ ભાંગા થયા, તેને તેર યોગ સાથે ગુણતાં ૪૬૮૦૦ ભાંગા થાય

*એક કાય પ્રથમના દશ હેતુમાં ગણાયેલ છે તેથી બે કાય ગણવી જેથી ફક્ત એક હેતુ વધ્યો એમ બધે સમજવું

યોગ ૧૩ હોય, તેથી ૪૬૮૦૦ ભાંગા થાય. અનતાનુબંધી ભય અને બે કાય લેખવતાં ૧૧૭૦૦૦ ભાંગા થાય: તેમજ અનંતાનુબંધી કુચ્છા અને બે કાય ભેળવતા ૧૧૭૦૦૦ ભાંગા થાય: અનતાનુબંધી અને ત્રણકાય લઈએ ત્યારે ૧૫૬૦૦૦ ભાંગા થાય

એ ૧૩ હેતુના આઠ વિકલ્પે થઈને ૮૫૬૮૦૦ ભાંગા થાય.

હવે —

પૂર્વોક્ત ૧૦ મધ્યે ભય કુચ્છા ભેળવીએ અને ત્રણ કાય લેખવીએ ત્યારે ૧૪ હેતુ થાય ત્યાં ૧૨૦૦૦૦ ભાંગા થાય ભય. ભેળવીને ૪ કાય લેખવીએ ત્યારે ૯૦૦૦૦ ભાંગા થાય કુચ્છા ભેળવીને ચાર કાય લેખવીએ ત્યારે ૯૦૦૦૦ ભાંગા થાય. પાંચ કાય ગણીયે ત્યારે ૩૬૦૦૦ ભાંગા થાય. અનંતાનુબધીને ઉદયે ભય કુચ્છા અને બે કાય ગણીયે ત્યારે યોગ ૧૩ હોય, ત્યારે ૧૧૭૦૦૦ ભાંગા થાય, અનતાનુબંધી ભય અને ત્રણ કાય ગણતાં ૧૫૬૦૦૦ ભાંગા થાય. અનંતાનુબંધી કુચ્છા અને ત્રણ કાય ભેળવીએ ત્યારે ૧૫૬૦૦૦ ભાંગા થાય અનતાનુબંધી અને ચાર કાય ભેળવીએ ત્યારે ૧૧૭૦૦૦ ભાંગા થાય.

એ ચૌદ હેતુના આઠ વિકલ્પે થઈને ૮૮૨૦૦૦ ભાંગા થાય.

હવે —

પૂર્વોક્ત ૧૦ મધ્યે ભય, કુચ્છા ભેળવીએ અને ૪ કાય ગણીએ એટલે ૧૬ હેતુ હોય. ત્યાં ૯૦૦૦૦ ભાંગા થાય ભય અને ૫ કાયનાં ૩૬૦૦૦ ભાંગા થાય. કુચ્છા અને પાંચ કાયના ૩૬૦૦૦ ભાંગા થાય. અને ૭ કાગ ભેળવીયે ત્યારે ૬૦૦૦ ભાંગા થાય અનંતાનુબંધીને ઉદયે યોગ ૧૩ હોય તેથી અનતાનુબધી ભય અને અને કુચ્છા ભેળવીએ અને ત્રણ કાય ગણીએ ત્યારે ૧૫૬૦૦૦ ભાંગા થાય અનતાનુબધી તથા ભય ભેળવીએ અને ૪ કાય ગણીયે ત્યારે ૧૧૭૦૦૦ ભાગા થાય. અનતાનુબધી, કુચ્છા અને ૪ કાય ભેળવીયે ત્યારે ૧૧૭૦૦૦ ભાગા થાય અનંતાનુબધી અને ૫ કાય ગણીયે ત્યારે ૪૬૮૦૦ ભાગા થાય

એ ૧૫ હેતુના આઠ વિકલ્પે થઈને ૬૦૪૮૦૦ ભાંગા થાય.

હવેઃ—

પૂર્વોક્ત ૧૦ મધ્યે ભય કુચ્છા અને ૫ કાય ભેળવીએ એટલે ૧૬ હેતુ થાય, ત્યાં ૩૬૦૦૦ ભાગા થાય ભય અને છ કાયના ૬૦૦૦ ભાંગા થાય. કુચ્છા અને છ કાયના ૬૦૦૦ ભાંગા થાય. અનંતાનુબંધીને ઉદયે યોગ ૧૩ હોય તેથી અનંતાનુબંધી, ભય, કુચ્છા અને ૪ કાય ગણીએ ત્યાં ૧૧૭૦૦૦ ભાંગા થાય. અનંતાનુબંધી, ભય અને ૫ કાય ગણીએ ત્યારે ૪૬૮૦૦ ભાંગા થાય. અનંતાનુબંધી, કુચ્છા અને ૫ કાય ભેળવીયે ત્યારે ૪૬૮૦૦ ભાંગા થાય. અનંતાનુબંધી, અને ૬ કાય ભેળવીએ, ત્યાંરે ૭૮૦૦ ભાંગા થાય.

એ સોળ હેતુના ૭ વિકલ્પે થઈને ૨૬૬૪૦૦ ભાંગા થાય.

હવેઃ—

પૂર્વોક્ત ૧૦ મધ્યે ભય, કુચ્છા અને છ કાય લઇએ ત્યારે ૧૭ હેતુ હોય ત્યાં ૬૦૦૦ ભાંગા થાય, અનંતાનુબંધીને ઉદયે ભય, કુચ્છા અને ૫ કાય ગણીએ ત્યારે ૪૬૮૦૦ ભાંગા થાય અનંતાનુબંધી, ભય અને કાય ૬ હોય, ત્યાં ૭૮૦૦ ભાંગા થાય. અનંતાનુબંધી, કુચ્છા અને ૬ કાય હોય ત્યારે ૭૮૦૦ ભાંગા થાય.

એ ૧૭ હેતુના ચાર વિકલ્પે થઇને ૬૮૪૦૦ ભાંગા થાય

હવેઃ—

૬ કાય ૧ મિથ્યાત્વ ૧ ઇંદ્રિય ૪ કષાય ૨ યુગલ (હાસ્યાદી.) ૧ વેદ, ૧ યોગ. ભય અને કુચ્છા, એ ૧૮ હેતુના ૭૮૦૦ ભાંગા થાય.

એવં મિથ્યાત્વ ગુણઠાણે ૧૦ થી ૧૮ હેતુના ૯ વિકલ્પે થઇને ૩૪૭૭૬૦૦ ભાંગા થાય

હવેઃ—

બીજા સાસ્વાદન ગુણઠાણે ૩૮૩૦૪૦ ભાંગા ઉપજે,

તે આ પ્રમાણે—

પાંચ મિથ્યાત્વ ટાળતાં સાસ્વાદન ગુણઠાણે સર્વ જીવ આશ્રયીને ૫૦ હેતુ કહ્યા પણ એક જીવને તો જઘન્ય ૧૦ મધ્યમ ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬ અને ઉત્કૃષ્ઠા ૧૭ હેતુ એક સમયે હોય.

એ આઠ વિકલ્પ હોય

અનંતાનુબંધીનો ઉદય અવશ્ય હોય, મિથ્યાત્વ પાંચે ન હોય,

જઘન્યપદે કાય ૧ નો વધ, ઈંદ્રિય ૧, કષાય ૪, હાસ્યાદિયુગલ ૨, વેદ ૧ અને યોગ ૧૩ માંહેલો એક, એ દશ હેતુ હોય,

એક કાયના ભાંગા ૬ તેને પાંચ ઈંદ્રિય સાથે ગુણતાં ૩૦ થાય તેને ચાર કષાય સાથે ગુણતાં ૧૨૦ થાય તેને બે યુગલ સાથે ગુણીએ ત્યારે ૨૪૦ થાય, તેને ૩ વેદ સાથે ગુણીએ ત્યારે ૭૨૦ થાય, તેને ૧૩ યોગ સાથે ગુણીએ ત્યારે ૯૩૬૦ થાય; સાસ્વાદનમાં નપુંસકવેદે વૈક્રિય-મિશ્ર યોગ ન હોય કેમકે સાસ્વાદની નારકીમાં ન ઉપજે, તે માટે ૯૩૬૦ માંથી ૨૪૦ ભાંગા ઓછા કરીએ ત્યારે ૯૧૨૦ ભાંગા ૧૦ હેતુના થાય,

તે ૧૦ હેતુ માંહે ભય ભેળવીએ ત્યારે ૧૧ હેતુ થાય; ત્યાં પણ ૯૧૨૦ ભાંગા થાય એમ દશ હેતુમાં કુચ્છા ભેળવીએ ત્યારે પણ ૧૧ હેતુના ૯૧૨૦ ભાંગા થાય તથા કાય ૨ લઇએ ત્યારે ત્યાં ભાંગા ૨૨૮૦૦ થાય. એમ ૧૧ હેતુના ત્રણ વિકલ્પે ૪૧૦૪૦ ભાંગા થયા.

હવેઃ—

પૂર્વોક્ત ૧૦ હેતુ માંહે ભય અને કુચ્છા ભેળવીએ ત્યારે ૧૨ હેતુ થાય. ત્યારે ૯૧૨૦ ભાંગા થાય. ભય અને કાય ૨ લઇએ ત્યારે ભાંગા ૨૨૮૦૦ થાય કુચ્છા અને કાય ૨ લઇએ ત્યારે ૨૨૮૦૦ ભાંગા થાય ફક્ત ૩ કાય લેતા ૩૦૪૦૦ ભાંગા થાય.

એ ૧૨ હેતુના ૪ વિકલ્પે ૮૫૧૨૦ ભાંગા થયા,

હવે:—

૭ કાય, ૧ ઈંદ્રિય, ૪ કષાય, ૨ યુગલ; ૧ વેદ, ૧ ભય, ૧ કુચ્છા ૧ યોગ એ ૧૭ હેતુના ૧૫૨૦ ભાંગા થાય.

એ પ્રકારે સાસ્વાદન ગુણઠાણે આઠ વિકલ્પે થઇને ૩૮૩૦૪૦ ભાંગા થયા.

હવે:-

મિશ્ર ગુણઠાણે ૩૦૨૪૦૦ ભાંગા થાય.

તે આ પ્રમાણે—

મિશ્રે ૪૩ હેતુ કહ્યા તે ૪ અનતાનુબંધી ૧, ઔદારિક મિશ્ર ૧, વૈક્રિયમિશ્ર અને કાર્મણ એ ૭ હેતુ સાસ્વાદન કરતાં ઓછા હોય એટલે ૪૩ હેતુ હોય

એક જીવનને તો જઘન્યથી ૯, મધ્યમ ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, અને ઉત્કૃષ્ટ ૧૬ હેતુ હોય,

ત્યાં જઘનથી ૧ કાય· ૧ ઈંદ્રિય. ૩ કષાયઃ ૨ હાસ્યાદિઃ ૧ વેદ અને યોગ ૧૦ માંહેલો .૧ એ નવ હેતુ હોય એક કાયના ભાગા ૬ તેને પાચ ઈંદ્રિય સાથે ગુણતા ૩૦ થાય તેને ૪ કષાય સાથે ગુણતા ૧૨૦ થાય, તેને બે યુગલ સાથે ગુણતા ૨૪૦ થાય, તેને ૩ વેદ સાથે ગુણતો ૭૨૦ થાય તેને ૧૦ યોગ સાથે ગુણતાં ૭૨૦૦ ભાંગા ૯ હેતુના થાય

ને નવમા ભય ભેળવીએ ત્યારે ૭૨૦૦ ભાગા થાય, કુચ્છા ભેળવીએ ત્યારે ૭૨૦૦ ભાગા થાય, અને ૨ કાય લઈયે ત્યારે ૧૮૦૦૦ ભાગા થાય

એ દશ હેતુના ૩ વિકલ્પે ૩૨૪૦૦ ભાંગા થાય

પૂર્વોક્ત ૯ માંહે ભય અને કુચ્છા ભેળવીએ ત્યારે ૧૧ હેતુ થાય [illegible] ા થાય. ભય અને કાય બે લઈએ ત્યારે ૧૮૦૦૦

ભાંગા થાય, કુચ્છા અને કાય એ લઈએ ત્યારે પણ ૧૮૦૦૦ થાય. ત્રણ કાયજ લઇએ ત્યારે ૨૪૦૦૦ ભાંગા થાય.

એ ૧૧ હેતુના ૪ વિકલ્પે ૬૭૨૦૦ ભાંગા થાય.

હવેઃ—

પૂર્વોક્ત ૯ માંહે ભય, કુચ્છા અને કાય ૨ લઈએ ત્યારે ૧૨ હેતુના ૧૮૦૦૦ ભાંગા થાય. ભય અને ૩ કાય લઈએ ત્યારે ૨૪૦૦૦ ભાંગા થાય. કુચ્છા અને ૩ કાય લઇએ ત્યારે ૨૪૦૦૦ ભાંગા થાય. કાય ૪ લઈએ ત્યારે ૧૮૦૦૦ ભાંગા થાય.

એ ૧૨ હેતુના ચાર વિકલ્પે ૮૪૦૦૦ ભાંગા થયા.

હવેઃ—પૂર્વોક્ત ૯ માંહે ભય, કુચ્છા અને કાય ૩ લઇએ ત્યારે ૧૩ હેતુના ૨૪૦૦૦ ભાંગા થાય. ભય અને કાય ૪ લઇએ ત્યારે ૧૮૦૦૦ ભાંગા; કુચ્છા અને ૪ કાય લઈએ ત્યારે ૧૮૦૦૦ ભાંગા; પાંચ કાયજ લઇએ ત્યારે ૭૨૦૦ ભાંગા;

એ ૧૩ હેતુના ૪ વિકલ્પે ૬૭૨૦૦ ભાંગા થયા.

હવેઃ—પૂર્વોક્ત ૯ માંહે ભય, કુચ્છા અને કાય ૪ ભેળવીએ ત્યારે ૧૮૦૦૦ ભાંગા થાય. ભય અને ૫ કાય લઇએ ત્યારે ૭૨૦૦ ભાંગા, કુચ્છા અને ૫ કાય લઇએ ત્યારે પણ ૭૨૦૦ ભાંગા, છ કાયજ લઈએ ત્યારે ૧૨૦૦ ભાંગા;

એ ૪ વિકલ્પે ૧૪ હેતુના ૩૩૬૦૦ ભાંગા થયા.

હવેઃ—પુર્વોક્ત ૯ માંહે ભય કુચ્છા અને પાંચ કાય ભેળવીએ ત્યારે ૧૫ હેતુના ૭૨૦૦ ભાંગા થાય ભય અને છ કાય લઈએ ત્યારે ૧૨૦૦ ભાંગા. કુચ્છા અને ૬ કાય લઇએ ત્યારે ૧૨૦૦ ભાંગા.

એ ૧૫ હેતુના ૩ વિકલ્પે ૯૬૦૦ ભાંગા થાય.

૬ કાય, ૧ ઇંદ્રિય. ૩ કષાય, ૨ હાસ્યાદિ, ૧ વેદ, ૧ યોગ, ભય અને કુચ્છા; એ પ્રકારે ૧૬ હેતુના ૧૨૦૦ ભાંગા થાય.

એ આઠ વિકલ્પે થઈને મિશ્ર ગુણઠાણે ૩૦૨૪૦૦ ભાંગા થયા.

હવે—

ચોથે અવિરતિ ગુણઠાણે ૩૮૩૦૪૦ ભાંગા ઉપજે તે આ પ્રમાણે–
અવિરતિ ગુણઠાણે યોગ તેર હોય તેથી ૪૬ હેતુ હોય

એક જીવને જઘન્ય ૯, મધ્યમ ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫ અને ઉત્કૃષ્ટા ૧૬ હેતુ હોય,

ત્યાં જઘન્યથી ૧ કાય, ૧ ઈંદ્રિય, ૩ કષાય, ૨ હાસ્યાદિ, ૧ વેદ અને ૧ યોગ, એ નવ હેતુ હોય.

અહીંયા સર્વત્ર ભાંગા સાસ્વાદનની પેરેજ કહેવા.

સાસ્વાદને જેમ નપુંસક વેદે વૈક્રિયમિશ્ર ન હોય, તેમ અહીંઆં અવિરતિ નપુંસક વેદીને આદારિકમિશ્ર યોગ ન હોય; સમ્યગદષ્ટિ જીવ નપુંસક નર તિર્યંચમાં ન જાય તે માટે

અહીંઆ કોઈ કહે છે જે સ્રીવેદીને પ્રાયે અપર્યાપ્તા અવસ્થાએ ચોથું ગુણઠાણું ન હોય તે માટે સ્રીવેદીને ચોથે ગુણઠાણે ૧ ઔદારિકમિશ્ર, ૨ વૈક્રિયમિશ્ર અને ૩ કાર્મ્મણ એ ત્રણ યોગ ન હોય; ત્યારે તેના ભાંગા પણ ઓછા થાય નવ હેતુના ૮૪૦૦, દશ હેતુના ૩૭૮૦૦, અગ્યાર હેતુના ૭૮૪૦૦, બાર હેતુના ૯૮૦૦૦, તેર હેતુના ૭૮૪૦૦, ચૌદ હેતુના ૩૯૨૦૦, પન્નર હેતુના ૧૧૨૦૦ અને સોળ હેતુના ૧૪૦૦ ભાંગા થાય.

એ સર્વ મળીને ૩૫૨૮૦૦ ભાંગા થાય.

પણ એ મત બહુસમ્મત નથી,

જે માટે બ્રાહ્મી, સુંદરી, શ્રીમલ્લિનાથ, રાજીમતી પ્રમુખ અનુત્તર વિમાનથી અહીંઆ સ્રી વેદે અવતર્યા તેને અપર્યાપ્તાપણે ચોથુ ગુણઠાણું કેમ નહિ હોય? તે માટે એ વિચારવા યોગ્ય છે તત્ત્વ તો બહુશ્રુત જાણે

હવે —

હવે દેશવિરતિ ગુણઠાણે ૧૬૩૬૮૦ ભાંગા ઉપજે તે આ પ્રમાણે—

અવિરતિ ગુણઠાણે ૪૬ હેતુ હતા તે માંહેથી ૪ અપ્રત્યાખ્યાનીય કષાય, ૧ ત્રસકાયની અવિરતિ, ઔદારિકમિશ્ર અને કાર્મણ; એ ૭ હેતુ ટાળતાં શેષ ૩૯ હેતુ દેશવિરતિ ગુણઠાણે હોય.

ત્રસથી વિરમ્યા માટે એક કાયના ૫ ભાંગા, ૧૦ દ્વિસંયોગી, ૧૦ ત્રિસંયોગી, ૫ ચતુઃસંયોગી અને ૧ પંચસંયોગી એ પ્રકારે ભાંગા જાણવા.

અહીંયા એક જીવ આશ્રયી જઘન્યથી ૮, મધ્યમ ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩ અને ઉત્કૃષ્ટા ૧૪ હેતુ હોય; એમ સાત વિકલ્પ છે.

ત્યાં જઘન્યથી ૧; કાય, ૧ ઇંદ્રિય. ૨ કષાય, ૨ હાસ્યાદિ, ૧ વેદ અને યોગ ૧૧ માંહેલો ૧ એ આઠ હેતુ હોય. ત્યાં ૧ કાયના ભાંગા ૫ તેને પાંચ ઇંદ્રિય સાથે ગુણતાં ૨૫ થાય, તેને ૪ કષાયે ગુણતાં ૧૦૦ થાય, તેને બે યુગલ સાથે ગુણતાં ૨૦૦ થાય, તેને ૩ વેદ સાથે ગુણતાં ૬૦૦ થાય, તેને ૧૧ યોગ સાથે ગુણતાં ૬૬૦૦ ભાંગા આઠ હેતુના થાય.

તે આઠ હેતુમાં ભય મેળવીએ ત્યારે ૬૬૦૦ ભાંગા, કુચ્છા મેળવીએ ત્યારે ૬૬૦૦ ભાંગા, અને કાય ૨ લઈએ ત્યારે ૧૩૨૦૦ ભાંગા થાય

એ નવ હેતુના ૨ વિકલ્પે થઇને ૨૬૪૦૦ ભાંગા થયા.

પૂર્વોક્ત આઠ હેતુમાંહે ભય અને કુચ્છા મેળવીએ ત્યારે ૬૬૦૦ ભાંગા, ભય અને કાય ૨ લઈએ ત્યારે ૧૩૨૦૦ ભાંગા, કુચ્છા અને ૨ કાય લઈએ ત્યારે ૧૩૨૦૦ ભાંગા અને ૩ કાયજ લઈએ ત્યારે ૧૩૨૦૦ ભાંગા થાય.

લઈએ ત્યારે ૧૩૨૦૦ ભાગાં અને ચાર કાયજ લઈએ ત્યારે ૬૬૦૦ ભાંગા થાય.

એ ૧૧ હેતુના ૪ વિકલ્પે થઇને ૪૬૨૦૦ ભાંગા થયા.

પૂર્વોકત ૮ માંહે ભય, કુચ્છા અને ૩ કાય લઈએ ત્યારે ૧૩૨૦૦ ભાંગા, ભય અને ૪ કાય લઈએ ત્યારે ૬૬૦૦ ભાંગા, કુચ્છા અને ૪ કાય લઇએ ત્યારે ૬૬૦૦ ભાંગા અને પાંચ કાયજ લઇએ ત્યારે ૧૩૨૦ ભાંગા થાય

એ બાર હેતુના ૪ વિકલ્પે થઇને ૨૭૭૨૦ ભાંગા થયા.

પૂર્વોકત ૮ માંહે ભય કુચ્છા અને ચાર કાય લઈયે ત્યારે ૬૬૦૦ ભાંગા, ભય અને પાંચ કાય લઇએ ત્યારે ૧૩૨૦ અને કુચ્છા અને ૫ કાય લઈએ ત્યારે ૧૩૨૦ ભાંગા થાય

એ તેર હેતુના ૩ વિકલ્પે થઈને ૯૨૪૦ ભાંગા થયા.

પૂર્વોકત ૮ માંહે ભય, કુચ્છા અને ૫ કાય લઈએ ત્યારે ૧૪ હેતુ થયા તેના ૧૩૨૦ ભાંગા થાય.

એ પ્રકારે પાંચમે ગુણઠાણે સાત વિકલ્પે થઇને ૧૬૩૬૮૦ ભાંગા થયા.

હવેઃ—

છઠ્ઠે પ્રમત્તગુણઠાણે ૧૧૮૪ ભાંગા ઉપજે, તે આ પ્રમાણે-

અહીંયા પાંચમા ગુણઠાણે ૩૯ હેતુ છે તે માંહેથી ૧૧ અવિરતિ અને ૪ પ્રત્યાખ્યાનીય કષાય એ ૧૫ ટાળીએ અને આહારકદ્વિકનો ઉદય થયો તેને સહિત કરીએ એટલે ૨૬ હેતુ હોય

એક જીવને ૫, ૬, ૭ હેતુ હોય

જઘન્યથી ૧ કષાય, ૨ હાસ્યાદિ, ૧ વેદ, ૧ યોગ, એવ ૫ હેતુ હોય કષાય ૪ ને યુગલ બે સાથે ગુણતાં ૮, તેને ૩ વેદ સાથે ગુણતાં ૨૪, તેને યોગ ૧૩ સાથે ગુણતાં ૩૧૨ થાય; પણ સ્ત્રીવેદીને આહારકદ્વિક ન હોય તેથી તેના ૧૬ ઓછા કરીએ ત્યારે પાંચ હેતુના ૨૯૬ ભાગા થાય

ભય મેળવીએ ત્યારે ૨૯૬, કુચ્છા મેળવીએ ત્યારે ૨૯૬;
એ ૭ હેતુના બે વિકલ્પે ૫૯૨ ભાંગા થાય.
ભય અને કુચ્છા મેળવીએ ત્યારે સાત હેતુના ૨૯૬ ભાંગા થાય.
એમ ત્રણ વિકલ્પે થઇને ૧૧૮૪ ભાંગા પ્રમત્ત ગુણઠાણે હોય.
હવે :-

સાતમે અપ્રમત્ત ગુણઠાણે ૧૦૨૪ ભાંગા હોય, તે આ પ્રમાણે-

અહીંઆ અવિરતિ એકે ન હોય. ઔદારિકમિશ્ર, વૈક્રિયમિશ્ર, આહારકમિશ્ર, અને કાર્મણ એ ચાર પણ ન હોય, તેથી યોગ ૧૧, સંજ્વલનના કષાય ૪ અને નવ નોકષાય એ ૨૪ હેતુ હોય.

એક જીવને ૫, ૬, ૭, હેતુ હોય.

તેના ભાંગા પ્રમત્તની પેરે ગણવા. પણ સ્ત્રીવેદીને આહારક વિના ૧૦ યોગ હેતુ હોય, તેથી એક યોગના ૧૬૦ ભાંગા ઓછા કરીએ ત્યારે ત્રણ વિકલ્પે ૧૦૨૪ ભાંગા અપ્રમત્ત ગુણઠાણે થાય.

હવે :-

અપૂર્વકરણ ગુણઠાણે ૮૬૪ ભાંગા ઉપજે તે આ પ્રમાણે-

પૂર્વોક્ત સાતમે ગુણઠાણે ૨૪ હેતુ કહ્યા તેમાંથી આહારક કાયયોગ તથા વૈક્રિયકાયયોગ ટાળતાં ૨૨ હેતુ હોય.

એક જીવને ૫, ૬, ૭, હેતુ થાય.

૧ કષાય, ૨ હાસ્યાદિ, ૧ યોગ, ૧ વેદ, એ પાંચ હેતુ હોય; ત્યાં ૪ કષાયને બે યુગલ સાથે ગુણતાં ૮, તેને ૯ યોગ સાથે ગુણતાં ૭૨, તેને ત્રણવેદ સાથે ગુણતાં ૨૧૬ ભાંગા થાય.

ભય મેળવીએ ત્યારે ૨૧૬, કુચ્છા મેળવીએ ત્યારે ૨૧૬ અને
ભય કુચ્છા બે મેળવીએ ત્યારે ૨૧૬ ભાંગા થાય.
એ પ્રમાણે સર્વ મળી ૮૬૪ ભાંગા થયા.
હવે: -

અનિવૃત્તિબાદર ગુણઠાણે ૧૪૪ ભાંગા ઉપજે તે આ પ્રમાણે- પૂર્વોક્ત આઠમે ગુણઠાણે ૨૨ હેતુ કહ્યા છે તે માંહેથી હાસ્ય ષટ્ક ટાળીએ ત્યારે (૧૬) સોળ હેતુ હોય.

એક જીવને ૨, ૩, હેતુ હોય. ૪ કષાયને ૯ યોગ સાથે ગુણતાં ૩૬ ભાંગા થાય અને વેદોદય હોય ત્યારે ત્રણ વેદે ગુણતાં ૧૦૮ ભાંગા થયા બંને મળીને ૧૪૪ ભાંગા થયા.

સૂક્ષ્મસંપરાય ગુણઠાણે ૯ ભાંગા ઉપજે તે આ પ્રમાણે—

નવમે ગુણઠાણે ૧૬ હેતુ રહ્યા છે, તેમાંથી ત્રણ વેદ અને સંજ્વલન ત્રિક બાદ જતાં લોભ અને ૯ યોગ બાકી રહે, તેથી ૯ યોગને ૧ કષાયે ગુણતાં ૯ ભાંગા થાય.

ઉપશાન્ત મોહ ગુણઠાણે ૪ મનના, ૪ વચનના અને ઔદારિક કાય યોગ, એ ૯ યોગ જ હોય

એક જીવને એક જ યોગ હોય તેથી ભાંગા ૯ હોય.

બારમે ક્ષીણમોહ ગુણઠાણે પણ પૂર્વોક્ત ૯ ભાગા હોય

સયોગી ગુણઠાણે પહેલુ છેલ્લુ મન તથા વચન એ ૪, ઔદારિકદ્વિક અને ૧ કાર્મણ કાય યોગ એ ૭ યોગ હોય, તેના ભાંગા ૭ જાણવા.

અયોગી ગુણઠાણે હેતુ ન હોય.

એ સર્વ મળીને ચૌદ ગુણઠાણે ૪૭૧૩૦૧૦ ભાંગા થયા. આ પ્રમાણે કર્મબંધના મૂળહેતુ તથા ઉત્તર હેતુ અને ઉત્તર હેતુના ભાંગા કહ્યા. ॥ ૫૮ ॥

# ગુણઠાણે ઉત્તર બંધહેતુના એક જીવ આશ્રયી વિકલ્પના ભાંગાનું યંત્ર.

| ગુણસ્થાને | મૂલહેતુ | મધ્ય હેતુના વિકલ્પ | બંધહેતુના સ્થાનક | સર્વવિકલ્પ * ના ભાગા | જે જે બંધહેતુનાં | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | ૮ હે૦ | ૯ હેતુના | ૧૦ હેતુના | ૧૧હેતુના |
| મિથ્યાત્વે | ૫૫ | ૯ | ૧૦–૧૧ ૧૨–૧૩ ૧૪–૧૫ ૧૬–૧૭ ૧૮ | ૩૪૭૭૬૦૦ | ૦ | ૦ | ૩૬૦૦૦ | ૨૦૮૮૦૦ |
| સાસ્વાદને | ૫૦ | ૮ | ૧૦–૧૧ ૧૨–૧૩ ૧૪–૧૫ ૧૬–૧૭ | ૩૮૩૦૪૦ | ૦ | ૦ | ૯૧૨૦ | ૪૧૦૪૦ |
| મિશ્રે | ૪૩ | ૮ | ૯–૧૦ ૧૧–૧૨ ૧૩–૧૪ ૧૫–૧૬ | ૩૦૨૪૦૦ | ૦ | ૭૨૦૦ | ૩૨૪૦૦ | ૬૭૨૦૦ |
| અવિરતે | ૪૬ | ૮ | ૯–૧૦ ૧૧–૧૨ ૧૩–૧૪ ૧૫–૧૬ | ૩૮૩૦૪૦ | ૦ | ૯૧૨૦ | ૪૧૦૪૦ | ૮૫૧૨૦ |
| | | | | ×૩૫૨૮૦૦ | ૦ | ૮૪૦૦ | ૩૭૮૦૦ | ૭૮૪૦૦ |
| દેશવિરતે | ૩૯ | ૭ | ૮—૯ ૧૦–૧૧ ૧૨–૧૩ ૧૪ | ૧૬૩૬૮૦ | ૪૦૦ | ૨૬૪૦૦ | ૪૬૨૦૦ | ૪૬૨૦૦ |

*સર્વ વિકલ્પના બધા ગુણસ્થાને મળીને કુલ ૪૭૧૩૦૧૦ ભાગા થાય છે

× આ ભાગા મતાતરના જણાવેલ છે

| સ્થાનકે જેટલા ભાંગા છે તેની સંખ્યા | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨ હેતુના | ૧૩ હેતુના | ૧૪ હેતુના | ૧૫ હેતુના | ૧૬ હેતુના | ૧૭ હેતુના | ૧૮ હેતુના |
| ૫૪૬૬૦૦ | ૮૫૬૮૦૦ | ૮૮૨૦૦૦ | ૬૦૪૮૦૦ | ૨૬૬૪૦૦ | ૬૮૪૦૦ | ૭૮૦૦ |
| ૮૫૧૨૦ | ૧૦૬૪૦૦ | ૮૫૧૨૦ | ૪૨૫૬૦ | ૧૨૧૬૦ | ૧૫૨૦ | ૦ |
| ૮૪૦૦૦ | ૬૭૨૦૦ | ૩૩૬૦૦ | ૯૬૦૦ | ૧૨૦૦ | ૦ | ૦ |
| ૧૦૬૪૦૦ | ૮૫૧૨૦ | ૪૨૫૬૦ | ૧૨૧૬૦ | ૧૫૨૦ | ૦ | ૦ |
| ૯૮૦૦૦ | ૭૮૪૦૦ | ૩૯૨૦૦ | ૧૧૨૦૦ | ૧૪૦૦ | ૦ | ૦ |
| ૨૭૭૨૦ | ૯૨૪૦ | ૧૩૨૦ | ૦ | ૦ | ૦ | ૦ |

પૃષ્ઠ ૨૮૬—૨૮૭ના કોષ્ટકનું અનુસંધાન.

| ગુણસ્થાને | ઓઘહેતુ | વિકલ્પ | સ્થાનક | સર્વવિકલ્પના ભાગા | ૨ હેતુ | ૩ હેતુ | ૫ હેતુ | ૬ હેતુ | ૭ હેતુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પ્રમત્તે | ૨૬ | ૩ | ૫—૬—૭ | ૧૧૮૪ | ૦ | ૦ | ૨૯૬ | ૫૯૨ | ૨૯૬ |
| અપ્રમત્તે | ૨૪ | ૩ | ૫—૬—૭ | ૧૦૨૪ | ૦ | ૦ | ૨૫૬ | ૫૧૨ | ૨૫૬ |
| અપૂર્વકરણે | ૨૨ | ૩ | ૫—૬—૭ | ૮૬૪ | ૦ | ૦ | ૨૧૬ | ૪૩૨ | ૨૧૬ |
| અનિવૃત્તિ | ૧૬ | ૨ | ૨—૩ | ૧૪૪ | ૩૬ | ૧૦૮ | ૦ | ૦ | ૦ |
| સૂક્ષ્મસંપરાગે | ૧૦ | ૧ | ૨ | ૯ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ઉપશાંતમોહે | ૯ | ૧ | ૧ | ૯ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ક્ષીણમોહે | ૯ | ૧ | ૧ | ૯ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| સયોગી | ૭ | ૧ | ૧ | ૭ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

### ગુણઠાણાને વિષે મુળ પ્રકૃતિ બંધ

**अपमत्तंता सत्तठ, मीस-अपुव्व-बायरा सत्त,**
**बंधइ छ-स्सुहुमो एगमुवरिमा बंधगाजोगी ॥ ५९ ॥**

શબ્દાર્થ:—

અપમત્તંત=અપ્રમત્ત ગુણઠાણા પર્યંત સત્તટ્ઠ=સાત, આઠકર્મ મીસ=મિશ્રગુણઠાણાવાળા અપુવ્વ=અપૂર્વકરણ ગુણઠાણાવાળા બાયરા=બાદર સંપરાય ગુણઠાણાવાળા સત્ત=સાતકર્મ બંધઇ=બાંધે છે છ=છકર્મ સ્સુહુમ=સૂક્ષ્મ સંપરાય ગુણઠાણાવાળા એગ=એક કર્મ ઉવરિમ=ઉપરના (૧૧-૧૨-૧૩) ગુણઠાણાવાળા અબંધગા=અબંધક અજોગી=અયોગી ગુણઠાણાવાળા

ગાથાર્થ -

**અપ્રમત્ત ગુણઠાણા પર્યંત સાત કે આઠ કર્મ બાંધે છે; મિશ્ર, અપૂર્વકરણ અને બાદર સંપરાય ગુણઠાણાવાળા સાત કર્મ બાંધે છે; ઉપરના (૧૧-૧૨-૧૩) ગુણઠાણાવાળા એક કર્મ બાંધે છે અને અયોગી ગુણઠાણાવાળા અબંધક છે. ॥ ૫૯॥**

વિશેષાર્થ —

મિથ્યાત્વથી માંડીને અપ્રમત્તલગે સાત અથવા આઠ કર્મ બાંધે; આયુબંધકાળે આઠ અન્યથા સાત કર્મ સદા સર્વ જીવ બાંધે

મિશ્ર, અપૂર્વકરણ અને અનિવૃત્તિબાદર એ ૩ ગુણઠાણે સાત કર્મ બાંધે, અહીંઆ ત્રણ ગુણઠાણે આયુષ્ય ન બંધાય તે માટે. સૂક્ષ્મ સંપરાય ગુણઠાણે મોહનીય અને આયુ એ બે વર્જીને ૬ કર્મ બાંધે.

ઉપશાંતમોહ, ક્ષીણમોહ અને સયોગી એ ત્રણ ગુણઠાણાવાળા જીવ એક સાતા વેદનીયજ બાંધે.

અયોગી ગુણઠાણે અબંધક હોવાથી કોઇ જીવ કર્મ ન બાંધે ॥ ૫૯ ॥

### ગુણઠાણે ઉદય અને સત્તા

**आ-सुहुमं संतुदए, अट्ठवि मोह-विणु सत्त खीणंमि;**
**चउ चरिम-दुगे अट्ठ उ, संते उवसंति स-तुदए ॥ ६० ॥**

શબ્દાર્થ:-

આ-સુહુમં=સૂક્ષ્મ સંપરાય ગુણઠાણા લગે સતુદએ=સત્તા તથા ઉદયમાં અટ્ઠવિ= આઠે કર્મપ્રકૃતિ મોહ-વિણુ=મોહનીય વિના સત્ત=સાતકર્મપ્રકૃતિ ખીણ મિ=ક્ષીણમોહે ચઉ=ચાર કર્મ પ્રકૃતિ ચરિમ-દુગે=છેલ્લા બે ગુણઠાણે અટ્ઠ=આઠ ઉ=વળી સંતે=સત્તામાં ઉવસંતિ=ઉપશાંત મોહે સત્તુદએ=સાતપ્રકૃતિ ઉદયે (હોય)

ગાથાર્થ·

**સૂક્ષ્મ સંપરાય ગુણઠાણા સુધી સત્તા અને ઉદયને વિષે આઠે કર્મપ્રકૃતિ । હોય; મોહનીય કર્મ વિના સાત કર્મ પ્રકૃતિ ક્ષીણમોહ ગુ સ્થાને સત્તા અને ઉદયમાં હોય; છેલ્લા બે ગુણઠાણે ચાર કર્મ પ્રકૃતિ સત્તા અને ઉદયમાં હોય અને ઉપશાન્તમોહ ગુણઠાણે વળી આઠ કર્મપ્રકૃતિ સત્તામાં અને સાત પ્રકૃતિ ઉદયમાં હોય ॥ ૬૦ ॥**

વિશેષાર્થ:-

મિથ્યાત્વથી માંડીને સૂક્ષ્મસંપરાય લગે આઠ કર્મ પ્રકૃતિ ઉદયે અને સત્તાએ હોય

બારમે ક્ષીણમોહ ગુણઠાણે મોહનીય વર્જીને સાત કર્મ ઉદયે અને સત્તાએ હોય.

સયોગી અને અયોગી એ બે ગુણઠાણે ૪ કર્મ ઉદયે અને સત્તાએ હોય.

અગ્યારમે ઉપશાન્તમોહ ગુણઠાણે આઠકર્મ સત્તાએ અને મોહનીય વર્જીને સાત કર્મ ઉદયે હોય ॥ ૬૦ ॥

ગુણઠાણે મૂળપ્રકૃતિની ઉદીરણા

**उइरंति पमत्तंता, सगट्ठ मीसट्ठ वेअ-आउ विणा;**
**छग अपमत्ताइ तओ, छ-पंच सुहुमो पणुवसंतो.॥६१॥**

શબ્દાર્થ --

ઉઈરંતિ=ઉદીરણા કરે છે પમત્તતા=પ્રમત્તગુણઠાણા સુધીના સગટ્ઠ=સાત અથવા આઠ મીસ=મિશ્રદૃષ્ટિ અટ્ઠ=આઠ વેઅ=વેદનીયકર્મ આઉ=આયુકર્મ વિણા=વિના છગ= છકર્મને અપત્તાઈ=અપ્રમત્તાદિ ત્રણ ગુણઠાણાવાળા તઓ=ને પછી છ-પંચ=છ અથવા પાંચકર્મને સુહુમો=સૂક્ષ્મ સંપરાય વાળો પણ=પાંચ ઉવસંતો=ઉપશાન્તમોહ વાળો

### ગાથાર્થ -

પ્રમત્ત ગુણઠાણા સુધીના જીવો સાત અથવા આઠ કર્મની, મિશ્રદ્રષ્ટિ ગુણઠાણાવાળા આઠ કર્મની, અપ્રમત્તાદિ ત્રણ ગુણઠાણાવાળા વેદનીય અને આયુ વિના છ કર્મની, તે પછી સૂક્ષ્મ સંપરાયવાળા છ અથવા પાંચ કર્મની અને ઉપશાન્ત મોહવાળા પાંચ કર્મની ઉદીરણા કરે છે. ॥ ૬૧ ॥

### વિશેષાર્થ:--

મિથ્યાત્વથી માંડીને પ્રમત્ત ગુણઠાણા લગે સાત કે આઠ કર્મ ઉદીરે, આયુની છેલ્લી આવલિકાએ આયુની ઉદીરણા ન હોય તેથી સાત ઉદીરે અન્યથા સદાય આઠ ઉદીરે.

મિશ્રે મરે નહી તેથી ત્યાં આઠ ઉદીરે

વેદનીય અને આયુ એ બે વર્જીને અપ્રમત્તાદિ ત્રણ એટલે ૭, ૮, ૯, ગુણઠાણે ૬ કર્મ ઉદીરે.

સૂક્ષ્મ સંપરાયે છ કે પાંચ ઉદીરે, આવલિકા કરતાં વધારે હોય ત્યાં લગે ૬ ઉદીરે અને આવલિકા એક શેષ રહે ત્યારે મોહનીયની ઉદીરણા મટે ત્યારે ૫ ઉદીરે

ઉપશાન્તમોહે વેદનીય, મોહનીય અને આયુ ટાળીને શેષ ૫ કર્મ ઉદીરે. ॥ ૬૧ ॥

### ગુણઠાણે અલ્પ બહુત્વ

**पण-दो-खीण दु-जोगी, णुदीरगु-अजोगी थोव-उवसंता;**
**संख-गुण खीण सुहुमा-निअट्टि अपुव्व सम अहिआ ॥६२॥**

### શબ્દાર્થ:-

પણ-દો=પાંચ તથા બે ખીણ=ક્ષીણમોહ વાળો દુ=બે કર્મને જોગી=સંયોગી અણુદીરગુ=અનુદીરક અયોગી=અયોગી કેવળી થોવ=થોડા ઉવસંતા=ઉપશાંતમોહવાળા સંખગુણ=સંખ્યાત ગુણા ખીણ=ક્ષીણમોહવાળા સુહુમ=સૂક્ષ્મ સંપરાયવાળા અનિઅટ્ટિ=અનિવૃત્તિબાદરવાળા અપુવ્વ=અપુર્વકરણવાળા સમ=સરખા અહિઆ=વિશેષાધિક

### ગાથાર્થ.--

ક્ષીણ મોહવાળા પાંચ અથવા બે કર્મને અને સયોગી કેવળી બે

**કર્મને ઉદીરે. અયોગી કેવળી અનુદીરક હોય.**

**ઉપશાન્તમોહ ગુણસ્થાન વર્તી જીવો સર્વથી થોડા હોય; ક્ષીણ-મોહવાળા સંખ્યાત ગુણા હોય, સૂક્ષ્મસંપરાય, અનિવૃત્તિ બાદર સંપરાય અને અપૂર્વકરણ ગુણઠાણાવાળા (માંહો માંહે) સરખા અને (ક્ષીણમોહથી) વિશેષાધિક હોય ॥ ૬૨ ॥**

વિશેષાર્થઃ-

ક્ષીણમોહે પાંચ ઉદીરે અને એક આવલિકા થાકતે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અને અંતરાય એ ત્રણની ઉદીરણા મટે ત્યારે નામ અને ગોત્ર એ બે કર્મ ઉદીરે.

સયોગીગુણઠાણે નામ અને ગોત્ર એ બે કર્મ ઉદીરે.

અયોગી ગુણઠાણે અનુદીરક હોય.

અહીં (ઉદીરણા અધિકારમાં) સર્વ કર્મની ઉદય સત્તાની સ્થિતિ એક આવલિકા થાકતી (શેષ) હોય, ત્યારે ઉદીરણા ટળે એ પરમાર્થ છે.

હવે ૧૪ ગુણઠાણાનું અલ્પ બહુત્વ કહે છેઃ—

સર્વ થકી થોડા ઉપશાંતમોહ ગુણઠાણી હોય; વિવક્ષિત કાળે ઉત્કૃષ્ટા પડિવજતા (પ્રાપ્તકરતાં) ૫૪ પામીએ તે માટે.

તે થકી ક્ષીણમોહ ગુણઠાણી સંખ્યાત ગુણા હોયઃ વિવક્ષિત સમયે પડિવજતા ઉત્કૃષ્ટા એકસો આઠ પામીએ અને પૂર્વપ્રતિપન્ન શતપૃથક્ત્વ પામીએ તે માટે.

એ ઉત્કૃષ્ટ પદે અલ્પ બહુત્વ જાણવું, અન્યથા ક્ષીણમોહ થોડા અને ઉપશાંતમોહ ઘણા એમ પણ હોય.

તે થકી સૂક્ષ્મસંપરાય, અનિવૃત્તિબાદર અને અપૂર્વકરણ એ ૩ ગુણઠાણાવાળા પરસ્પર (માંહોમાંહે) સરખા (સર્વજીવને શ્રેણિએ ચઢતાં એ ત્રણ ગુણઠાણાં હોય માટે) અને ક્ષીણમોહથી વિશેષાધિક હોય; વિવક્ષિત સમયે પડિવજતા ઉત્કૃષ્ટા ઔપશમિક ૫૪ અને ક્ષપક ૧૦૮, એ પ્રકારે ૧૬૨ પામીએ અને પૂર્વ પ્રતિપન્ન શતપૃથક્ત્વ પામીએ તે માટે.

એ પાંચ ગુણઠાણાવાળા કોઇવાર કહયાથી થોડા પણ હોય અને કોઈ વાર ન પણ હોય.

એ અલ્પબહુત્વ ઉત્કૃષ્ટપદે જાણવું. ॥ ૬૨ ॥

**जोगि अपमत्त इअरे, संखगुणा देस-सा णा मीसा;**
**अविरइ अजोगि-मिच्छा, असंख-चउरो दुवे-णंता. ॥६३॥**

શબ્દાર્થ.-

જોગિ=સયોગી ગુણઠાણાવાળા અપમત્ત=અપ્રમત્ત ગુણઠાણાવાળા ઇઅરે=ઇતર-પ્રમત્ત ગુણઠાણાવાળા સંખ-ગુણા=સંખ્યાત ગુણા દેસ=દેશવિરતિવાળા સાસણા=સાસ્વાદન વાળા મીસા=મિશ્રગુણઠાણાવાળા અવિરઇ=અવિરતિ અજોગી=અયોગીકેવળી મિચ્છા=મિથ્યાદ્રષ્ટી અસંખ=અસંખ્યાત ગુણા ચઉરો=ચાર (પદે) દુવે-ણંતા=બે (પદે) અનંતા

ગાથાર્થ

**સયોગી, અપ્રમત્ત અને પ્રમત્ત ગુણઠાણાવાળા સંખ્યાત ગુણા હોય; દેશવિરતિ, સાસ્વાદન, મિશ્ર અને અવિરતિ એ ચાર ગુણઠાણા-વાળા અસંખ્યાતગુણા હોય; અયોગી કેવળી અને મિથ્યાદ્રષ્ટી એ બે અનંતગુણા હોય ॥ ૬૩ ॥**

વિશેષાર્થ

તે થકી સયોગી કેવળી સંખ્યાત ગુણા હોય, કોડિ પૃથક્ત્વ સદાય પામીએ તે માટે.

તે થકી અપ્રમત્ત સંયત સંખ્યાત ગુણા હોય, કોટિશત પૃથક્ત્વ સદાય પામીએ તે માટે.

તે થકી પ્રમત્ત સંયત સંખ્યાતગુણા હોય, કોટિસહસ્રા પૃથક્ત્વ હોય તે માટે

તે થકી દેશવિરતિ અસંખ્યાતગુણા, તિર્યંચમાંહે અસંખ્યાત હોય તે માટે.

તે થકી સાસ્વાદની અસંખ્યાત ગુણા હોય, ચારે ગતિમાં હોય તે માટે.

તે થકી મિશ્ર ગુણઠાણી અસંખ્યાત ગુણા, સાસ્વાદન થકી મિશ્રનો કાળ ઘણો તે માટે.

એ સાસ્વાદની અને મિશ્ર ગુણઠાણાવાળા કોઈવારે કહ્યાથી થોડા પણ હોય, કોઇવારે હોય પણ નહિ.

તે થકી અવિરતિ સમ્યગ્દ્રષ્ટી અસંખ્યાત ગુણા હોય, ચારે ગતિને વિષે સદાય હોય તે માટે.

તે થકી અયોગી કેવલી અનંતગુણા, સિધ્ધ અનંતા છે તે માટે.

તે થકી મિથ્યાદ્રષ્ટી અનંત ગુણા, સિધ્ધથી સંસારી જીવ અનંત ગુણા છે અને તેમાં મિથ્યાત્વી ઘણા છે. તે માટે.

એ પ્રમાણેં ૧૪ ગુણઠાણે વર્ત્તતા જીવ આશ્રયી અલ્પબહુત્વં જાણવું, તે પ્રાયઃ ઉત્કૃષ્ટાપણા આશ્રયી જાણવું. સદાય નિશ્ચે ન હોય, કોઇવારે વિપરીત પણે પણ હોય.

જે માટેઃ–

૧, ૪; ૫, ૬, ૭, ૧૩, એ છ ગુણઠાણે વર્તતા જીવ તો સદાય ઘણા પામીએ અને બાકીના ૮ ગુણઠાણે તો જીવ કોઈવારે પામીએ અને કોઈવારે ન પામીએ; શૂન્ય પણ હોય. જઘન્યથી ૧, ૨ હોય અને ઉત્કૃષ્ટા કહ્યા તેટલા હોય, તે માટે એ અલ્પબહુત્વનો તંત નથી.

જ્યારે પૂર્વોકત છ ગુણઠાણેજ સર્વ જીવ હોય અને શેષ ૮ ગુણઠાણે કોઇ જીવ ન હોય ત્યારે તેનો અસંયોગી એક ભાંગો થાય.

જયારે પૂર્વોકત છ અને એક અન્ય ગુણઠાણે જીવ હોય ત્યારે તેનાં એક સંયોગી ૮ ભાંગા ઉપજે,

એમ દ્વિસંયોગી ભાંગા ૨૮,

ત્રિ સંયોગે ભાંગા ૫૬,

ચતુઃ સંયોગે ભાંગા ૭૦,

પંચ સંયોગે ભાંગા ૫૬,

ષટ્ સંયોગે ભાંગા ૨૮

સપ્ત સંયોગે ભાંગા ૮,

અને સર્વ ગુણઠાણે જીવ વતતાં હોય ત્યારે અષ્ટ સંયોગે ભાંગો ૧ હોય;

એવં સર્વ મળીને ૨૫૬ ભાંગા હોય.

અહીં ભાંગાઓ માંહે અયોગી તે ભવસ્થ લેવા, સિધ્ધ તો સદાયે જ છે તે માટે નહી.

એકત્વ–બહુત્વે વળી એના ઘણાં ભાંગા થાય, તે સાથેના યંત્રથી જાણવા.

એ ગુણઠાણાનાં દ્વાર કહ્યાં ॥ ૬૩ ॥

## ગુણસ્થાનેષુ જીવભેદાદીનાં યંત્રકમ્.

| ૧૪ ગુણઠાણાને વિષે | જીવ ભેદ | યોગ. | ઉપયોગ | લેશ્યા. | મૂળ બંધહેતુ | ઉત્તર બંધહેતુ. | મિથ્યાત્વ | અવિરાત. | કષાય. | યોગ. | બંધ પ્રકૃતિ | ઉદય પ્રકૃતિ | ઉદીરણા પ્રકૃતિ | સત્તા પ્રકૃતિ | અલ્પ બહુત્વ. | અલ્પ૦નો અનુક્રમ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ મિથ્યાત્વે | ૧૪ | ૧૩ | ૫ | ૬ | ૪ | ૫૫ | ૫ | ૧૨ | ૨૫ | ૧૩ | ૭-૮ | ૮ | ૭-૮ | ૮ | અનંતગુ૦ | ૧૪ |
| ૨ સાસ્વાદને | ૭ | ૧૩ | ૫ | ૬ | ૩ | ૫૦ | ૦ | ૧૨ | ૨૫ | ૧૩ | ૭-૮ | ૮ | ૭-૮ | ૮ | અસ૦ગુ | ૧૦ |
| ૩ મિશ્રે | ૧ | ૧૦ | ૬ | ૬ | ૩ | ૪૩ | ૦ | ૧૨ | ૨૧ | ૧૦ | ૭ | ૮ | ૮ | ૮ | અસં૦ગુ. | ૧૧ |
| ૪ અવિરતે | ૨ | ૧૩ | ૬ | ૬ | ૩ | ૪૬ | ૦ | ૧૨ | ૨૧ | ૧૩ | ૭-૮ | ૮ | ૭.૮ | ૮ | અસંસગુ | ૧૨ |
| ૫ દેશવિરતે | ૧ | ૧૧ | ૬ | ૬ | ૩ | ૩૯ | ૦ | ૧૧ | ૧૭ | ૧૧ | ૭-૮ | ૮ | ૭-૮ | ૮ | અસગુ૦ | ૯ |
| ૬ પ્રમત્ત સંયતે | ૧ | ૧૩ | ૭ | ૬ | ૨ | ૨૬ | ૦ | ૦ | ૧૩ | ૧૩ | ૭-૮ | ૮ | ૭-૮ | ૮ | સંખ્યાત ગુણા | ૮ |
| ૭ અપ્રમત્ત સંયતે | ૧ | ૧૧ | ૭ | ૩ | ૨ | ૨૪ | ૦ | ૦ | ૧૩ | ૧૧ | ૭-૮ | ૮ | ૬ | ૮ | સંખ્યાત ગુણા. | ૭ |
| ૮ અપૂર્વક૦ | ૧ | ૯ | ૭ | ૧ | ૨ | ૨૨ | ૦ | ૦ | ૧૩ | ૯ | ૭ | ૮ | ૬ | ૮ | તુલ્ય. | ૫ |
| ૯ અનિવૃત્તિ બાદરે | ૧ | ૯ | ૭ | ૧ | ૨ | ૧૬ | ૦ | ૦ | ૭ | ૯ | ૭ | ૮ | ૬ | ૮ | તુલ્ય. | ૪ |
| ૧૦ સૂક્ષ્મ સંપરાયે | ૧ | ૯ | ૭ | ૧ | ૨ | ૧૦ | ૦ | ૦ | ૧ | ૯ | ૬ | ૮ | ૬-૫ | ૮ | વિશેષાધિક | ૩ |
| ૧૧ ઉપશાંત મોહે | ૧ | ૯ | ૭ | ૧ | ૧ | ૯ | ૦ | ૦ | ૦ | ૯ | ૧ | ૭ | ૫ | ૮ | સર્વથી થોડા | ૧ |
| ૧૨ ક્ષીણમોહે | ૧ | ૯ | ૭ | ૧ | ૧ | ૯ | ૦ | ૦ | ૦ | ૯ | ૧ | ૭ | ૫-૨ | ૯ | સં૦ગુ | ૨ |
| ૧૩ સયોગી કેવલી | ૧ | ૭ | ૨ | ૧ | ૧ | ૭ | ૦ | ૦ | ૦ | ૭ | ૧ | ૪ | ૨ | ૪ | સંખ્યાત ગુણા. | ૬ |
| ૧૪ અયોગી કેવલી | ૧ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૦ | ૪ | અનંત ગુણા. | ૧૩ |

## પાંચ ભાવનું વર્ણન

**उवसम-खय-मीसोदय,-परिणामा दु-नव-ट्ठार-इगवीसा;**
**तिअ-भेअ सन्निवाइअ, सम्मं चरणं पढम-भावे ॥६४॥**

### શબ્દાર્થ

**ઉવસમ**=ઔપશમિકભાવ **ખય**=ક્ષાયિક **મીસ**=મીશ્ર (ક્ષાયોપશમિક) ભાવ **ઉદય**=ઔદયિકભાવ **પરિણામા**=પારિણામિકભાવ **દુ**=બે **નવ**=નવ **અટ્ઠાર**=અઢાર **ઇગવીસા**=એકવીશ **તિઅ**=ત્રણ **ભેઅ**=ભેદો **સન્નિવાઇઅ**=સાન્નિપાતિક **સમ્મં**=સમ્યક્ત્વ **ચરણં**=ચારિત્ર **પઢમભાવે**=પ્રથમ ઔપશમિક ભાવમાં (બે ભેદ જાણવા)

### ગાથાર્થ

**ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઔદાયિક અને પારિણામિક એ પાંચ ભાવના (અનુક્રમે) બે, નવ, અઢાર, એકવીશ અને ત્રણ ભેદો છે. છઠ્ઠો સાંનિપાતિક ભાવ. સમ્યક્ત્વ અને ચારિત્ર એ પ્રથમ ભાવને વિષે (બે ભેદો) જાણવા. ॥૬૪॥**

### વિશેષાર્થઃ-

૧ ઔપશમિક ભાવ, ૨ ક્ષાયિક ભાવ, ૩ મિશ્ર તે ક્ષાયોપશમિક ભાવ, ૪ ઔદાયિક ભાવ અને ૫ પારિણામિક ભાવ.

હવે એ પાંચ ભાવના ઉત્તર ભેદ કહે છેઃ—

ઔપશમિક બે ભેદે,

ક્ષાયિક નવ ભેદે,

ક્ષાયોપશમિક અઢાર ભેદે,

ઔદાયિક ૨૧ ભેદે

અને પારિણામિક ૩ ભેદે;

એ પ્રકારે ૫૩ ભેદ જાણવા

જ્યાં ૨, ૩. ૪, ૫ ભાવ ભેગા થાય તે સાંન્નિપાતિક ભાવ જાણવો.

હવે પહેલો ઔપશમિક ભાવે ૧ ઉપશમ સમ્યક્ત્વ અને ૨ ઉપશમ ચારિત્ર એ બે ભેદ હોય

પ્રથમ સમ્યક્ત્વ પ્રાપ્તિ વેળાએ તથા ઉપશમ શ્રેણિએ સાત પ્રકૃતિનો ઉપશમ હોય તે ઉપશમભાવનું સમકિત અને મોહનીયકર્મની બીજી ૨૧ પ્રકૃતિનો ઉપશમ જે ઉપશમ શ્રેણીમાં થાય તે ઉપશમભાવનું ચારિત્ર કહીએ. ॥૬૪॥

# बीए केवल-जुअलं, सम्मं दा इ-लद्धि- च ;
# तइए सेसुवओगा, पण-लद्धि सम्म-विरइ-दुगं ॥६५॥

શબ્દાર્થ

બીએ=બીજા (ક્ષાયિક) ભાવમાં કેવલ-જુઅલં=કેવલ યુગલ (જ્ઞાન અને દર્શન) સમ્મં=સમ્યક્ત્વ દાણાઈ=દાનાદી લદ્ધિ-પણ=લબ્ધિપાંચ ચરણ=ચારિત્ર તઇએ=ત્રીજા (ક્ષાયોપશમિક) ભાવે સેસ=બાકીના ઉવઓગા=(દશ) ઉપયોગ પણ-લદ્ધિ=પાંચ લબ્ધિ સમ્મ=(ક્ષાયોપશમિક) સમ્યક્ત્વ વિરઇ દુગં=વિરતિદ્વિક (દેશ વિરતિ-સર્વવિરતિ)

## ગાથાર્થ

**બીજા (ક્ષાયિક) ભાવમાં કેવળદ્વિક, સમ્યક્ત્વ, દાનાદિ પાંચ લબ્ધિ અને ચારિત્ર (એ નવ ભેદ) જાણવા ત્રીજા (ક્ષાયોપશમિક) ભાવને વિષે બાકીના (દશ) ઉપયોગ, પાંચ લદ્ધિ સમ્યક્ત્વ, વિરતિદ્વિક (દેશવિરતિ-સર્વવિરતિ) (એ અઢાર ભેદ) જાણવા. ॥૬૫॥**

## વિશેષાર્થ:—

બીજે ક્ષાયિક ભાવે કેવળ યુગલ એટલે

૧ કેવળજ્ઞાન,

૨ કેવળ દર્શન,

૩ ક્ષાયિક સમ્યક્ત્વ, અને

(૪) ૧ દાન,

(૫) ૨ લાભ,

(૬) ૩ ભોગ,

(૭) ૪ ઉપભોગ અને

(૮) ૫ વીર્ય

એ પાંચની પૂર્ણ લબ્ધિ; અને

(૯) ક્ષાયિક ચારિત્ર,

એ નવ ભેદ હોય.

કર્મના અત્યંત ક્ષયે ઉપજે તે માટે ક્ષાયિક ભાવ કહીએ તે આ પ્રમાણે:-

કેવળ જ્ઞાનાવરણીય અને કેવળ દર્શનાવરણીય કર્મના ક્ષયથી ઉત્પન્ન થાય તે ક્ષાયિક કેવળજ્ઞાન અને ક્ષાયિક કેવળ દર્શન.

દર્શન મોહનીય કર્મની સાત પ્રકૃતિ (ચાર અનંતાનુબંધી કષાય અને ત્રણ દર્શન મોહનીય) નો ક્ષય થવાથી આત્માને ઉત્પન્ન થયેલ તત્ત્વ રૂચિ ગુણ તે ક્ષાયિક સમ્યક્ત્વ.

પાંચ પ્રકારના અંતરાય કર્મના ક્ષય થવાથી ઉત્પન્ન થાય તે દાનાદિ પાંચ લબ્ધિ જાણવી.

ચારિત્ર મોહનીયના ક્ષયથી ઉત્પન્ન થયેલ તે યથાખ્યાત ચારિત્ર.
હવે ત્રીજો ક્ષાયોપશમિક ભાવે કેવળદ્વિક ટાળીને શેષ ઉપયોગ તે

૪ જ્ઞાન

૩ અજ્ઞાન અને

૩ દર્શન

એ દશ ઉપયોગ,

દાનાદિ પાંચ લબ્ધિ, (છદ્મસ્થાંને હોય)

ક્ષાયોપશમ સમ્યક્ત્વ,

દેશ વિરતિ અને

સર્વ વિરતિ ચારિત્ર

એ ૧૮ ભેદ હોય.

કર્મના ક્ષયોપશમને વિચિત્રપણે કરી તે માટે ક્ષાયોપશમિક ભાવ કહીએ ॥૬૫॥

अन्नाणमसिद्धत्ता,-संजम-लेसा-कसाय-गइ-वेया;
मिच्छं तुरिए भव्वा-भव्वत्त-जिअत्त परिणामे. ॥६६॥

## શબ્દાર્થ

અન્નાણુ=અજ્ઞાન અસિદ્ધત્ત=અસિધ્ધત્વ અસંજમ=અસંજમ લેસા=લેશ્યા (છ) કસાય=કષાય (ચાર) ગઈ=ગતિ (ચાર) વેયા=વેદ (ત્રણ) મિચ્છં=મિથ્યાત્વ તુરિએ=ચોથા (ઔદાયિક) ભાવમાં ભવ્વ=ભવ્યત્વ અભવ્વત્ત=અભવ્યત્વ, જિઅત્ત=જિવત્વ પરિણામે= પારિણામિક ભાવમા

## ગાથાર્થ

**અજ્ઞાન, અસિદ્ધત્વ, અસંયમ, છ લેશ્યા, ચાર કષાય, ચારગતિ, ત્રણ વેદ અને મિથ્યાત્વ (એ ૨૧ ભેદો) ચોથા (ઔદાયિક) ભાવને વિષે જાણવા ભવ્યત્વ, અભવ્યત્વ અને જીવત્વ (એ ૩ ભેદો) પારિણામિક ભાવને વિષે હોય છે ।।૬૬।।**

## વિશેષાર્થ

અજ્ઞાનપણુ,

અસિદ્ધપણું,

અસયમતે અવિરતિ પણુ,

૬ લેશ્યા,

૪ કષાય,

૪ ગતિ,

૩ વેદ અને

મિથ્યાત્વ

એ એકવીશ ભેદ औदायिक भावना જાણવા.

આઠ કર્મના ઉદયથકી એ હોય, ઉપલક્ષણ થકી નિદ્રાપચક, સાતા, અસાતા અને હાસ્યાદિક પણ ઔદયિક ભાવે જાણવા.

અહીયા ૨૧ ભેદ કહ્યા તે પૂર્વશાસ્ત્રના અનુસારે જાણવા.

હવે—

૧ ભવ્યપણું,

૨ અભવ્યપણું અને

૩ જીવપણુ

એ ત્રણ પારિણામિક ભાવના ભેદ છે.

એ સદાય એમજ પરિણમે. ભવ્ય તે અભવ્ય ન થાય, અભવ્ય તે ભવ્ય ન થાય, જીવ તે અજીવ ન થાય અને અજીવ ને જીવ ન થાય તે માટે. ॥૬૬॥



## સાન્નિપાતિક ભાવના ભેદો.

**चउ चउ-गइसु मीसग,–परिणमुदएहिं चउ, स-खइएहिं;**
**उवसम-जुएहिं वा चउ, केवलि परिणामुदय- ए ॥६७॥**

### શબ્દાર્થ

ચઉ=ચારભેદ ચઉ—ગઇસુ=ચાર ગતિ આશ્રયી મીસગ=મિશ્રભાવે પરિણામુદ-એહિં=પારિણામિક તથા ઔદાયિક ભાવે ચઉ=ચાર ભેદ સ—ખઇએહિં=ક્ષાયિક ભાવે સહિત ઉવસમજુએહિં=ઉપશમ સમકિત યુક્ત વા=અથવા ચઉ=ચાર ભેદ કેવલિ=કેવળજ્ઞાની પરિણામ=પરિણામિક ઉદય=ઔદયિક ખઇએ=ક્ષાયિક ભાવે (હોય).

### ગાથાર્થ

ક્ષાયોપશમિક, પારિણામિક અને ઔદયિક ભાવ વડે ત્રિસંયોગી (સાંનિપાતિક ભાવના) ચાર ગતિ આશ્રયી ચાર ભેદ. ક્ષાયિક ભાવે સહિત (ચતુઃસંયોગી સાંનિપાતિક ભાવના) ચાર ભેદ. અથવા ઓપશમિક ભાવે સહિત (ચતુ સંયોગી સાંનિપાતિક ભાવના) ચાર ભેદ. પારિણામિક, ઔદયિક અને ક્ષાયિકભાવમાં (ત્રિસંયોગી સનિપાતિક ભાવને વિષે) કેવળી હોય. ॥૬૭॥

### વિષેશાર્થઃ-

હવે ઓપશમિકાદિક પાંચ ભાવના
દ્વિ-સંયોગી ૧૦,
ત્રિ-સંયોગી ૧૦,
ચતુ-સંયોગી ૫ અને
પંચ-સંયોગી ૧,
એ ૨૬ ભેદ સાંનિપાતિકના થાય.
તેમાંના ૬ ભેદ જીવને વિષે હોય, શેષ ૨૦ નો તો સંભવ ન હોય.

હવે જે ૬ નો સંભવ છે; તે માંહેલા ત્રણના ૪ ગતિ આશ્રયી ૧૨ ભેદ અને ત્રણ બીજા, એવં ૧૫ ભેદ હોય તે કહે છે:-

૪ ગતિને વિષે ક્ષાયોપશમિક, પારિણામિક અને ઔદયિક ભાવે કરીને ત્રિક સંયોગ હોય. ત્યાં-

ક્ષાયોપશમિકે ઇંદ્રિયાદિક, પારિણામિકે જીવત્વાદિક, ઔદયિકે ગત્યાદિક, એ પ્રકારે ચાર ગતિને વિષે હોય તેથી ૪ ભેદ. તથા-

તેજ (ક્ષાયોપશમિક-પારિણામિક-ઔદયિક) ત્રણ ભાવ ક્ષાયિક સમ્યકત્વ સહિત હોય ત્યારે ચતુઃસંયોગી સાંનિપાતિક ભાવ થાય. તે પણ ચાર ગતિમાં હોવાથી ૪ ભેદ હોય અથવા

તેજ ત્રણ ભાવ ઉપશમ સમ્યકત્વ સહિત હોય ત્યારે પણ ચતુઃસયોગી સાન્નિપાતિક ભાવ હોય. તે પણ ચાર ગતિમાં હોવાથી ૪ ભેદ હોય

એ પ્રકારે ૧૨ ભેદ થયા. તથા-

પારિણામિક ભાવે જીવપણું, ઔદયિકે મનુષ્ય ગતિ અને ક્ષાયિક ભાવે જ્ઞાનાદિક, એ ત્રિસંયોગી સાંનિપાતિક ભાવ ભવસ્થ કેવળીને હોય ॥૬૭॥

**खय-परिणामि-सिद्धा, नराण पण-जोगुवसम-सेढीए;**
**इअ पन्नर सन्निवाइअ, भेया वीसं असंभविणो. ॥६८॥**

શબ્દાર્થ:-

ક્ષય=ક્ષાયિક ભાવે પરિણામિ=પરિણામિક ભાવે સિદ્ધા=સિદ્ધના જીવો નરાણ=મનુષ્યને પણ-જોગા=પાંચ-સંયોગી ઉવસમ-સેઢીએ=ઉપશમ શ્રેણીએ ઇઅ=એ પનર=પંદર સન્નિવાઇય=સન્નિપાતિક ભેયા=ભેદો વીસ=વીસ અસંભવીણો=અસંભવી (શૂન્ય)

ગાથાર્થ

ક્ષાયિક અને પારિણામિક ભાવરૂપ (દ્વિ-સંયોગી સાંનિપાતિક) ભાવે સિદ્ધો વર્તે છે. મનુષ્યોને પંચ-સંયોગી (સાન્નિપાતિક) ભાવ ઉપશમશ્રેણિને વિષે હોય છે. એ પ્રકારે પંદર સાંનિપાતિક ભેદો (સંભવી) જાણવા અને (બાકીના) ૨૦ ભેદો અસંભવી જાણવા. ॥૬૮॥

## સાંનિપાતિક ભાવના ભાંગાનું યંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૧ | ઉપશમ, ક્ષાયિક૦ | ૧૪ | ઉપ૦, મિશ્ર૦, ઔદ૦ |
| ૨ | ઉપ૦, મિશ્ર–ક્ષાયોપશમિક. | ૧૫ | ઉપ૦, મિશ્ર૦ પારિણામિક |
| ૩ | ઉપશમ, ઔદયિક. | ૧૬ | ઉપ૦, ઔદ૦' પારિ૦ |
| ૪ | ઉપશમ, પારિણામિક. | ૧૭ | ક્ષા૦, મિશ્ર, ઔદ૦ |
| ૫ | ક્ષાયિક, મિશ્ર. | ૧૮ | ક્ષા૦, મિશ્ર, પારિ૦ |
| ૬ | ક્ષા૦, ઔદયિક. | ૧૯ | ક્ષા૦, ઔદ૦ પારિ[2], |
| ૭ | ક્ષા૦, પારિણામિક.[1] | ૨૦ | મિશ્ર૦, ઔદ૦, પારિ૦[3]. |
| ૮ | મિશ્ર૦, ઔદયિક, | ૨૧ | ઉપ૦, ક્ષા૦, મિશ્ર, ઔદ૦. |
| ૯ | મિશ્ર૦, પારિણામિક. | ૨૨ | ઉપ૦, ક્ષા, મિશ્ર, પારિ૦. |
| ૧૦ | ઔદ૦, પારિણામિક. | ૨૩ | ઉપ૦, ક્ષા૦. ઔદ૦, પારિ૦ |
| ૧૧ | ઉપ૦, ક્ષાયિક, મિશ્ર | ૨૪ | ઉપ૦, મિશ્ર, ઔદ૦, પારિ૦[4] |
| ૧૨ | ઉપ૦, ક્ષા૦, ઔદ૦ | ૨૫ | ક્ષા૦ મિશ્ર, ઔદ૦ પારિ૦[5], |
| ૧૩ | ઉપ૦, ક્ષા૦, પારિણામિક. | ૨૬ | ઉપ, ક્ષા૦, મિશ્ર, ઔદ, પારિ૦[6]. |

૧ આ ભાંગો સિદ્ધોને હોય

૨ આ ભાંગો કેવળીને હોય

૩–૪–૫ આ ત્રણ ભાંગા ચારે ગતિના જીવને હોય

૬ આ ભાંગો ઉપશમશ્રેણિએ ચડેલા ક્ષાયિક સમકિતી મનુષ્યોને હોય

### આઠ કર્મને વિષે ભાવો.

**मोहे व समो मीसो, चउ-घाइसु अट्ठ-कम्मसु अ सेसा;**
**धम्माइ पारिणामिअ,—भावे खंधा उदइए वि. ॥६९॥**

શબ્દાર્થ —

મોહેવ=મોહનીને વિષેજ સમો=ઉપશમ (હોય) મીસો=ક્ષયોપશમ ચઉ-ઘાઇસુ= ચાર ઘાતિ કર્મને વિષે અટ્ઠ-કમ્મસુ=આઠ કર્મને વિષે અ=વળી સેસા=બાકીના (ઔદાયિક, ક્ષાયિક અને પારિણામિક ભાવ) ધમ્માઇ=ધર્માસ્તિ-કાયાદિ (પાંચ દ્રવ્ય) પારિણામિઅ-ભાવે= પારિણામિક ભાવે ખંધા=સ્કંધો ઉદઈએ=ઔદાયિક ભાવે વિ=પણ (હોય)

ગાથાર્થ

મોહનીય કર્મનોજ ઉપશમ થાય. ચાર ઘાતિકર્મને વિષે ક્ષયોપશમ થાય. અને આઠ કર્મને વિષે બાકીના (ઔદાયિક, ક્ષાયિક અને પારિણામિક) ભાવો હોય. ધર્માસ્તિકાયાદિ (પાંચ અજીવ દ્રવ્યો)

અને બાકીના ગુણઠાણાને વિષે ત્રણ ભાવો આ પ્રકારે  ને
વો જાણવા. ॥૭૦॥

વિશેષાર્થ:-

એક જીવને સમ્યકત્વાદિ (૪-૫-૬-૭) ચાર ગુણઠાણે ૩ થવા
૪ ભાવ હોય તે આ પ્રમાણે:—

૧ પારિણામિક ભાવે જીવત્વ,

૨ ઔદયિક ગત્યાદિ,

૩ ક્ષાયોપશમિક ભાવે ઇંદ્રિય અને સમ્યકત્વ ક્ષાયોપશમિકજ
ત્યારે ત્રણ ભાવ હોય. અને

ઔપશમિક અથવા ક્ષાયિક સમ્યકત્વ હોય ત્યારે ૪ ભાવ ય.
સર્વ જીવ આશ્રયી તો પાંચ ભાવ હોય.

ઉપશમક તે ૯-૧૦મું અને ઉપશાંત તે ૧૧મું એ ત્રણ ગુણઠા
ચાર અથવા પાંચ ભાવ હોય.

૧ પારિણામિક જીવત્વ,

૨ ઔદયિક ગત્યાદિ,

૩ ક્ષાયોપશમિક ઇંદ્રિય અને

૪ ઔપશમિક સમ્યકત્વ અને ચારિત્ર

એ ચાર ભાવ હોય.

અને ક્ષાયિક સમ્યકત્વ તથા ઔપશમિક ચારિત્ર હોય ત્યારે પાંચ
ભાવ હોય.

ક્ષીણમોહ ગુણઠાણે ત્રણ ભાવ પૂર્વવત્ અને ક્ષાયિક સમ્યકત્વ
અને ચારિત્ર, એ ચાર ભાવ હોય.

અપૂર્વકરણ ગુણઠાણે ત્રણભાવ પૂર્વવત્ અને ઔપશમિક
અથવા ક્ષાયિક સમ્યકત્વ એ ચાર ભાવ હોય.

શેષ પાંચ (૧-૨-૩-૧૩-૧૪) ગુણઠાણે ત્રણ-ત્રણ ભાવ હોય.—

ત્યાં ૧-૨-૩ ગુણઠાણે ૧ ઔદયિક, ૨ પારિણામિક અને ૩ ક્ષાયોપશમિક એ ત્રણ હોય.

સયોગી તથા અયોગી એ બે ગુણઠાણે ૧ ઔદયિક, ૨ પારિણામિક અને ૩ ક્ષાયિક એ ત્રણ ભાવ હોય.

એ પ્રમાણે એક જીવ આશ્રયી ગુણઠાણે ભાવ કહ્યા.

નાના જીવો આશ્રયી તો પાંચ ભાવો હોય. * ॥૭૦॥

### ગુણસ્થાનેષુ ઔપશમિકાદિભાવાનાં* યંત્રકમ્.

| | ગુણઠાણાના નામ | જઘન્ય મૂળ ભાવાઃ | ઉત્કૃષ્ટ મૂળ ભાવાઃ | ઔપશમિક ૨ | ક્ષાયિક ૯ | ક્ષાયોપશમિક ૧૮ | ઔદયિક ૨૧ | પારિણામિક ૩ | કુલ ઉત્તર ભેદ ૫૩ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મિથ્યાત્વે | ૩ | ૩ | ૦ | ૦ | ૧૦ | ૨૧ | ૩ | ૩૪ |
| ૨ | સાસ્વાદને | ૩ | ૩ | ૦ | ૦ | ૧૦ | ૨૦ | ૨ | ૩૨ |
| ૩ | મિશ્રે | ૩ | ૩ | ૦ | ૦ | ૧૨ | ૧૯ | ૨ | ૩૩ |
| ૪ | અવિરતિ સમ૦ | ૩-૪ | ૫ | ૧ | ૧ | ૧૨ | ૧૯ | ૨ | ૩૫ |
| ૫ | દેશવિરતે | ૩-૪ | ૫ | ૧ | ૧ | ૧ | ૧૭ | ૨ | ૩૪ |
| ૬ | પ્રમત સંયતે | ૩-૪ | ૫ | ૧ | ૧ | ૧૪ | ૧૫ | ૨ | ૩૩ |
| ૭ | અપ્રમત્ત સંયતે | ૩-૪ | ૫ | ૧ | ૧ | ૧૪ | ૧૨ | ૨ | ૩૦ |
| ૮ | અપૂર્વકરણે | ૪ | ૫ | ૨ | ૧ | ૧૩ | ૧૦ | ૨ | ૨૮ |
| ૯ | અનિવૃત્તિ બાદરે | ૪-૫ | ૫ | ૨ | ૧ | ૧૩ | ૧૦ | ૨ | ૨૮ |
| ૧૦ | સૂક્ષ્મ સંપરાયે | ૪-૫ | ૫ | ૨ | ૧ | ૧૩ | ૪ | ૨ | ૨૨ |
| ૧૧ | ઉપશાંતમોહે | ૪-૫ | ૫ | ૨ | ૧ | ૧૨ | ૩ | ૨ | ૨૦ |
| ૧૨ | ક્ષીણમોહે | ૪ | ૪ | ૦ | ૨ | ૧૨ | ૩ | ૨ | ૧૯ |
| ૧૩ | સયોગી કે૦ | ૩ | ૩ | ૦ | ૯ | ૦ | ૩ | ૧ | ૧૩ |
| ૧૪ | અયોગી કે૦ | ૩ | ૩ | ૦ | ૯ | ૦ | ૨ | ૧ | ૧૨ |

* આ યંત્રમાં ગુણસ્થાનકે ભાવોના ઉત્તર ભેદ બતાવ્યા છે તે સર્વ જીવ આશ્રયી જાણવા.

## સંખ્યાતા દિના ભેદો.

संखिज्जेगमसंखं, परित्त-जुत्त-नियपयजुयं तिविहं;
एवमणंतं पि तिहा, जहन्न-मज्झुक्कसा सव्वे ॥७१॥

**શબ્દાર્થ:-**

સંખીજજેગં=સંખ્યાતુ એક અસંખં=અસંખ્યાતુ પરિત્ત=પ્રત્યેક અસંખ્યાતુ જુત્ત=યુક્ત અસંખ્યાતુ નિય-પય-જુયં=પોતાના પદયુક્ત (અસંખ્યાત-અસંખ્યાતુ) તિવિહં=ત્રણ પ્રકારે એવં=એ રીતે અણંતં=અનંતુ પિ=પણ તિહા=ત્રણ પ્રકારે જહુન્ન=જઘન્ય મજ્ઝ=મધ્યમ ઉક્કસા=ઉત્કૃષ્ટ સવ્વે=સર્વે

**ગાથાર્થ:-**

સંખ્યાતુ એક હોય; અસંખ્યાતુ પરીત્ત, યુક્ત અને નિજપદ એમ ત્રણ પ્રકારે હોય; એ રીતે અનંતુ પણ ત્રણ પ્રકારે જા . સર્વ (સાત ભેદો) જ ઘન્ય, મધ્યમ, અને ઉત્કૃષ્ટ ભેદવાળા . ॥૭૧॥

**વિશેષાર્થ:-**

હવે સંખ્યાતાદિકનો વિચાર કહે છે--

મૂળ ભેદની અપેક્ષાએ સંખ્યાતુ એકજ હોય;

અસંખ્યાતુ ત્રણ ભેદે હોય; તે આ પ્રમાણે--

(૧) પરિત્ત અસંખ્યાતુ,

(૨) યુક્ત અસંખ્યાતુ અને

(૩) નિજ પદ યુક્ત એટલે અસંખ્યાતાસંખ્યાતુ,

એવી રીતે અનંતુ પણ ત્રણ ભેદે હોય, તે આ પ્રમાણે—

૧ પરિત્તાનંતુ,

૨ યુક્તાનંતુ અને

૩ અનંતાનંતુ;

એવં સાત ભેદ થયા.

તે દરેક જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ ભેદે હોય; તેથી સાતને ત્રણ ગુણતા એકવીશ ભેદે હોય. ॥૭૧॥

**સંખ્યાતાદિના ૨૧ ભેદ.**

(૧) જઘન્ય સંખ્યાતુ

(૨) મધ્યમ સંખ્યાતુ

## વિશેષાર્થઃ-

હવે સંખ્યાતાદિકનો વિચાર કહે છે—

એક તે સંખ્યા રહિત છે-એકની સંખ્યા હોય નહીં માટે. બેને જઘન્ય સંખ્યાતુ કહીએ.

બે ઉપરાન્ત ત્રણ થકી માંડીને જ્યાં લગે ઉત્કૃષ્ટ સંખ્યાતુ થાય, ત્યાં લગે સર્વ મધ્યમ સખ્યાતુ કહીએ. હવે--

ઉત્કૃષ્ટ સંખ્યાતુ જંબુદ્વીપ જેવડા ચાર પાલાની પ્રરૂપણાએ કરીને જાણવું, તે પ્રરૂપણા કહે છે – ॥૭૨॥

**पल्लाणवट्ठिअ-सलाग-पडिसलाग-महासलागक्खा;**
**जोअण-सहसोगाढा, सवेइ-अंता स-सिह-भरिआ ॥ ७३॥**

## શબ્દાર્થઃ-

પલ્લા=પ્યાલા અણુવટ્ઠિઅ=અનવસ્થિત (પ્યાલો) સલાગ=શલાક (પ્યાલો) પડિ-સલાગ =પ્રતિશલાકા મહા-સલાગ=મહાશલાકા અક્ખા=નામના જોઅણ-સહ હજાર જોજન ઓગાઢા =ઊંડા સવેઇ-અંતા=વેદિકાના અંત સહિત સ-સિહ=શિખા (રાશ)સુધી ભરીઆ=ભરેલા (કરવા)

## ગાથાર્થઃ-

અનવસ્થિત, શલાકા, પ્રતિશલાકા અને મહાશલાકા નામના પાલા કલ્પીએ. એક હજાર યોજન ઊંડા અને વેદિકાના અંત સહિત (એવા તે પાલા) શિખા સુધી (સરસવે કરી) ભરેલા કર ભરવા (ભરવા) ॥૭૩॥

## વિશેષાર્થઃ-

અસત્કલ્પનાએ ૪ પાલા કલ્પીએ તેનાં નામ-

(૧) અનવસ્થિત,

(૨) શલાકા,

(૩) પ્રતિ શલાકા અને

(૪) મહાશલાકા.

તે ચારે પાલા જંબૂદ્વિપ જેવડા લાખ જોજન- લાંબા- પહોળા- વૃત્તાકારે અને રત્નપ્રભાનો ખરકાંડ એક હજાર યોજનનો છે એટલા ઉંડા, ૮ યોજન ઉંચી જગતી અને તે ઉપર બે ગાઉ ઉંચી પદ્મવર વેદિકા છે, તેટલા ઊંચા હોય.

ત્યાં પહેલો પાલો સરસવે કરી શિખાને સહિત ભરીએ ॥૭૩॥

**तो दीवुदहिसु इक्किक, सरिसवं खिविअ निट्ठिए पढमे;**
**पढमंव तदंतं-चिय, पुण भरिए तंमि तह खीणे ॥७४॥**

શબ્દાર્થ:-

તો=ને પછી દીવુદહિસુ=દ્વીપ-સમુદ્રને વિષે ઈક્કિક્ક=એકએક સરિસવં=સરસવને ખિવિઅ=નાખીને નિટ્ઠિએ-પઢમે=પહેલો ખાલી થયે છતે પઢમં વ=પહેલા પાલાની જેમ તદંતંચિય=તે (અવસ્થિત ખાલી થયો હોય તે દ્વીપ)ના અંત સુધી નક્કી પુણ-ભરિએ=વળી ભરીને તંમિ=તે પાલો તહ=તેમજ ખીણે=ખાલી થયે છતે

ગાથાર્થ:-

તે પછી (તે પાલો ઉપાડીને) દ્વીપ-સમુદ્રને વિષે એકએક સરસવ નાખીને પહેલો પાલો ખાલી થયે છતે, તે (અવસ્થિત પાલો ખાલી થયો હોય તે દ્વીપ) ના અંત જેવડો પાલો નિશ્ચે પહેલા પાલાની પેઠે વળી (સરસવે) ભરીએ; તે ઘણુ તેવીજ રીતે (બાકીના દ્વીપ-સમુદ્ર એક એક નાખતાં) ખાલી થયે છતે ॥૭૪॥

વિશેષાર્થ

ત્યાર પછી તે ભરેલ પાલો ઉપાડીને ને માંહેથી એકેક સરસવ દરેક દ્વીપ અને સમુદ્રને વિષે મૂકીએ. તે મુકતા પહેલો પાલો જ્યારે ખાલી થાય ત્યારે બીજા ગલાકામાં સરસવ નાખીએ નહીં; કારણ કે તે પહેલો પાલો તો ગલાકા જેવડો જ છે-અનવસ્થિત નથી પણ અવસ્થિત ને માટે.

બીજી વાર જે પાલો કલ્પીએ તે અનવસ્થિત કહીએ, તે આ પ્રમાણે—

